# — આમુખ —

સમગ્ર સંસારનો આ અણઉકલ્યો પ્રશ્ન રહ્યો છે

સાચુ સુખ ક્યા?

સંસાર–જગતનો પ્રત્યેક જીવાત્મા આ પ્રશ્નને ઊકેલી નાખવા આજે જ મથ્યો છે એમ નથી કિન્તુ અનન્ત કાળથી મથામણ કરતો આવ્યો છે પણ તેમ છતા

એ સાંસારિક આત્માનો પ્રશ્ન હજુ પણ એની ચારે બાજુ વીંટળાઈ વળેલો જ દેખાય છે હજુ તો એક પણ આંટો ઉકેલી શકાયો નથી

પ્રત્યેક માનવે પોતાના અનંત જીવનોની કુરબાની કરી, અખૂટ શક્તિની આહૂતિ આપી, તન આપ્યુ, મન આપ્યુ, લાજ આપી અને શુ શુ ન આપ્યુ? પણ છતા નથી મળ્યુ સમાધાન! નથી મળી શાન્તિ!

એટમિક એજ આવી અને ગઈ, જેટ અને કોમેટના જમાના પણ ગયા રોકેટ અને સ્પુટનિક પણ આવ્યા અને હવે જશે, કદાચ માનવ ચન્દ્રલોકમા પણ વસી જશે, મંગળ અને શુક્રને પણ ભૂલોકની નજદિક લાવી મૂકશે

એવુ તો બધુ થશુ ઘણુ સર્જન કરશે અને કશુ ન

નહિ ગમે, નહિ જચે તો તેનુ તત્કાલ વિસર્જન પણ કરી દેશે

પણ

પેલુ દાતરડા જેવુ પ્રશ્નાર્થ ચિહ્ન એમને એમ અડોલ ઊભુ રહેશે વિજ્ઞાનયુગનો માનવ ભલે સમદરોના પાતાળને અડી આવ્યો, જરૂર પડી ત્યારે ભલે કૃત્રિમ વરસાદ પણ વરસાવી ગયો, અફાટ રણોને ભલે ફળદ્રુપ પ્રદેશમા ફેરવી ગયો અને અણુશક્તિને ભલે નાથી લીધી પણ એ નાગુ સત્ય છે કે માનવને હજી સુખ–શાતિ, સપ અને જપ સાપડ્યા નથી ઊલટુ મોટ–મોટી સત્તાઓ રાત ને દિ આખલાની જેમ અથડાય છે, ઠડા–યુદ્ધના ભરડામા સમગ્ર વિશ્વ, ઇચ્છાએ કે અનિચ્છાએ પણ, આબાદ આવી ગયુ છે, વિશ્વ–નાશ, સપૂર્ણ-વિનાશનો સભવ તો વહી જતી પ્રત્યેક પળમા ગજારવ કરી રહ્યો છે

ક્યારે જીવન–લીલા સકેલાઈ જશે? કોઇ જાણતુ નથી!

ક્યારે શુ બનશે? કોઇને ખબર નથી!

મ્હને માત્ર એટલી જ ખબર છે, "એકાએક કશુક બની જશે" કોઇ અણચિતવી ઉથલ–પાથલ મચી જશે

એકાએક કોઇ ધડાકો થશે અને પળ બે પળમા આખુ ય સર્જન વેરાઈ જશે

રહેશે ઊચે આભ અને નીચે ધરતી રાખની ઢગલીઓ, અને ખડ્ડના ઇટમગોડા! સિવાય કશુ ય નહિ

સાચા સુખની શોધમા સહુ નીકળ્યા છે, દોડયા છે, કોઇ ઘરમા બેઠુ નથી. બેસવાની કોઇને ફુરસદ નથી અરે ! મરવાની પણ ફુરસદ નથી ! છતા આખી બાજી અવળી પડી રહી છે, બધા ય દાવ નિષ્ફળ જઈ રહ્યા છે, સઘળી શક્તિનો વિનાશ થઇ રહ્યો જણાય છે

કારણ ?

એ જ કે માનવે માત્ર બહિર્જગતનુ દર્શન કર્યું સુખની શોધમા એ સસારનો કકર કકર ઉથલાવીને જોઈ નાખ્યો, રણની રેતીને ય ખૂદી આવ્યો, સાગરોના પાણી પણ માપી આવ્યો અને ઊંચા આભને ય અડવા હવે મથી રહ્યો છે પણ સુખ ન જડયુ ન જ જડે કેમકે બાહ્ય સસારનુ સચાલન કરનાર આતર સસાર જેવી સૃષ્ટિને એણે સ્વપ્ને ય જોઇ નથી સુખના ઉગમ સ્થાનથી તો એ ઘણે દૂર ચાલી ગયો છે

જો એણે આતર-સસારના દર્શન કર્યા હોત, એમા પેઠેલા સદાની સાફસુફી કરી હોત, તો ક્યારનો ય સુખની શોધ કરી ચૂક્યો હોત

બાહ્ય સસારમા વસ્યા છે જગતે માનેલા સુખ-સાધનો, જેવાકે, પૈસો, સ્ત્રી, સ્વજન ભોજ્ય પદાર્થો વિગેરે

આતર-સસારમા વસવાટ છે અશુભ-વૃત્તિઓના સદાનો કોહવાટ અને શુભ વૃત્તિઓના પુષ્પોના મઘમઘાટ

શાન્તિ અને સુખ અર્પે છે શુભ-વૃત્તિઓ સાચું સુખ મેળવવા પહેલામા પહેલી-વહેલામા વહેલી તકે-જરૂર છે અશુભ વૃત્તિઓના સડાને કાપીને બહાર કાઢી નાખવાની. અગણિત છે અશુભ-લાગણીઓ પરન્તુ તેમા કેટલીક તો પ્રચડ તાકાત ધરાવે છે, અને એના બળમા જ બાકીની અશુભ લાગણીઓનુ જીવન છે જો એ બળવાન લાગણીનો વિનાશ થાય તો બાકીની બધી જ અશુભ લાગણીઓનુ તત્કાલ મરણ થાય

વિરાટ-શક્તિ ધરાવતી અશુભ લાગણીઓ છે અહ અને મમની

અહ જન્મ આપે છે ક્રોધને

મમ ઉત્પન્ન કરે છે કામને

કામ અને ક્રોધ જે આતર સસારમા હોય ત્યા ભયાનક ઉથલપાથલો મચવા લાગી જાય છે

શુભ લાગણીઓ એક પછી એક જમીનદોસ્ત થતી જાય છે એના વિનાશમા જીવનના થોડા ઘણા પણ સુખ અને શાન્તિ પણ ડચકા લે છે

શ્વાસોશ્વાસમા ઘુટાતો અહનો નાદ મોળો ન પડે, નષ્ટ ન થાય, ત્યા સુધી બાહ્ય સસારનુ સઘળુય તત્વ શુષ્ક બની જાય 'મમ'ની ઉપાસના અટકે નહિ, ત્યા સુધી બાહ્ય સસારની ગૂચો વળી વધતી જાય એ ગૂચો એટલી

બધી વધી જાય કે પછી એને ઉકેલવાનું કામ પડતું મૂકવું પડે

થાકેલો, હારેલો, અને હતાશ બનેલો માનવ એ ગૂંચવાડાભર્યા સંસારમાં જ સુખની કલ્પના કરીને મન-વાળી લે, સમાધાન મેળવી લે

તો શું એ ગૂંચો સદૈવ અણઉકલી જ રહે!

ગૂંચવાડા ઉભા કરનાર અહં અને મમની લાગણીનો વિનાશ કોઈ રીતે શક્ય નથી?

એકાદ ન્યુટ્રોન બોમ્બ એ આંતર સંસારમાં ફેંકવામાં આવે તો એ બેય લાગણીઓના હાડકાની કણી પણ જોવા મળે ખરી!

વૈજ્ઞાનિક મગજમાં તો ન્યુટ્રોન અને કોબાલ્ટ વરસ્યા જ કરે, રોકેટો ઉડ્યા કરે કે ચન્દ્રલોકના મોહામણા સ્વપ્ના આવ્યા કરે!

એને ક્યાં ખબર છે કે આંતર સંસારની સામાન્ય શક્તિ પણ બાહ્ય સિદ્ધિઓને ચૂર કરે તેવી છે, કેમકે બાહ્ય સિદ્ધિ-ઓના મંડાણ તો એ આંતરસંસારમાં જ થયા છે ને?

ભલે એક વૈજ્ઞાનિક પોતાની ભાષામાં આવી વાતો કરતો રહે, વૈજ્ઞાનિક હોવા છતાં આંતરસંસારથી પૂરો અજ્ઞાત છે, એથી તો અત્યન્ત દયાપાત્ર છે આપણે એને નહિ ધિક્કારીએ

પણ હવે એ તો વિચારવું જ પડશે કે આંતર સંસારની

અશુભ લાગણીઓને ધૂળ ચાટતી કરી દે, ધાગશાયી બના-વી ? તેવુ કોઈ વિજ્ઞાન છે કે નહિ ? તેવા વૈજ્ઞાનિકો ક્યાક પણ વસે છે કે નહિ ? આ પ્રશ્નનુ સમાધાન ન થાય ત્યા સુધી બીજી બધી જ વિચારણાઓને હવે સ્થગિત કર્યે જ છૂટકો છે

અહ અને મમની લાગણીઓને કોઈ કબરમા દફ નાવ્યા વિના તો બાહ્ય મસાગ્મા ક્યાયથી પણ વાસ્તવિક સુખ ટપકી શકે તેમ નથી

માનવ જગતની આ સમસ્યાને એક મહા માનવે ઉકેલી નાખી છે એનો ઉકેલ બતાવી દઈને એણે આ વિશ્વ માથી વિદાય લીધી છે અને એ મહાદેવ બન્યા છે વિશ્વો-દ્ધારક બન્યા છે

કયા છે એ ઉકેલ ? અહ–મમની લાગણીઓ શી રીતે નાશ પામે ? કયી જાતના બોમ્બથી ? કયા રોકેટથી કે કયી આણવિક શક્તિથી ?

એ મહા માનવે ઉદ્ઘોષણાપૂર્વક કહ્યુ, 'આતર સમારના એ બે મોટા દૈત્યોને હત-પ્રહત કરી દેવા માટે સ્વીકારી લો, સર્વજ્ઞ વીતરાગ ભગવતોની શરણાગતિ

શરણાગતિનો ભાવ અહની લાગણીને મીણની જેમ ઓગાળી નાખશે, મમની લાગણીને વાળી ઝુડીને સાફ કરી નાખશે "

શરણ્યની શરણાગતિનો ભાવ એ જ કોબો ટ બોમ્બ,

એ જ પ્રચંડ આણુવિક બળ કે બીજુ જે કાંઈ કહો તે એ જ છે આંતર સંસારમાથી અહં-મમને દૂર કરવા માટે તારક-દેવાધિદેવોનુ અનન્ય શરણ અનિવાર્ય છે અમીમ-ઉપકારીઓના ચરણનુ એ શરણ સઘળી માનસીક અશાન્તિઓને, હાયવોયને અને જંજાળોને ઠારી દેવા ઘરાર કાબેલ છે

શરણ્યને શરણે ગયેલો પોતાના જીવનમાં એનો કોઈક અગમ-અગોચર આનંદ અનુભવે છે કે જે એના રૂંવાડે રૂંવાડામાથી પસાર થાય છે, લોહીના કણે કણમાં એ આનંદ ઉછાળા મારતો રહે છે

વિશ્વનુ દારિદ્ર એને ત્યાં ઉભરાય, એની કાયાના રોમેરોમમાં રોગો ખદબદી ઉઠે, અને કૌટુંબિક કલેશ કકામની આગમાં એ ઝડપાઈ જાય તો પણ શરણ્ય કદી દુઃખની લાગણી અનુભવતો નથી દારિદ્ર એની નજરે ય ચડતુ નથી, દીનતા એને દેખાતી નથી, રોગ એને કંઈ કરી શકતા નથી, કલેશ-કકામના હુતાશનમાં ય એ હિમ-ગિરિઓની ઠંડક અનુભવતો જીવનભર સુધી પલાઠી માંડીને બેસી શકે છે

શરણ્યના ગાનમાં, શરણ્યના તાનમાં, શરણ્યની ધૂનમાં એને બીજુ દશ્ય ય સંભળાતુ નથી, દેખાતુ નથી કે સ્પર્શતુ નથી

શુ હશે સર્વજ્ઞ થી વીતરાગ ભગવંતોની શરણાગતિના ભાવમાં?

એવુ તે ક્યુ ચમત્કારિક બળ એમા છુપાયુ હશે જે માનવ સસારને દુર્લભ પ્રાય શાન્તિ આપી શકે! અને તે ય ભીષણ દુખમા, કારમી યાતનાઓમા અને કલેશ-કકાસની હૈયા હોળીના ભડકાઓમા

માનવ-મસ્તિષ્ક આ પ્રશ્નનુ સમાધાન આપી શકે તેમ નથી કેમકે માનવ મસ્તિષ્કનો એ વિષય જ નથી કદાચ સાહસ કરીને પણ આ પ્રશ્નનુ સમાધાન કોઈ આઈન્સ્ટાઈન ભેજુ કરવા જાય તો તે ય સમાધાન કરતા કરતા તેની જીભ જ થોથરાઈ જાય કેમકે માનવ ભેજાની મર્યાદાતીત આ વાત છે આ તો છે હૃદયની વાત માનવ-હૃદયના ઊંડાણમાથી ભભકી ઊઠતી વાસના-દાહક આગની વાત

હૃદય જ એને કહી શકે

હૃદય જ એ સમજાવી શકે

ઘણુ બળ કરીને કદાચ બુદ્ધિ કહેવા લાગે તો એટલુ જ કહી શકે કે, "એ ભાવમા 'કાઈક' એવુ છે જે વિશ્વના સમગ્ર સુખને ચરણોમા આળોટતુ કરી મૂકે છે, એવુ કાઈક છે જે દુ ખોની આગભરી વેદનામા પણ અનિર્વચ આનદ ભરે છે"

એ ભાવનો રસ જ્યારે આત્માના પ્રદેશે પ્રદેશમા રેલાઈ જાય છે ત્યારે શરણાગત ગાડો બને છે એને એવો કો'ક નશો ચડે છે કે એના ઘેનમા ચક્રીના પણ સુખને એ ઠુકરાવે છે દેવેન્દ્રોની ઋદ્ધિને ય હસી નાખે છે અરે! અહમિન્દ્રોના સુખને પણ તુચ્છકારી નાખે છે નથી સમ-

જાતુ આટલુ સત્વ શાથી આવે છે? નથી કળાતુ આ નશાનુ ઉત્પાદક તત્વ એટલુ જ સમજાય છે કે એ ભાવમા અગમ–અગોચર આનદ આપવાની પ્રચણ્ડ શક્તિ પડેલી છે

માનવી ઉવશીઓના સ્નેહપાશમા વીટળાએલો, માનવલોકનો કુબેરપતિ, ભૂલોકના નદનવનમા પડયો પાથર્યો રહે છતા 'અહ' અને 'મમ' ની વક્રવૃત્તિઓ તેને સુખ–શાન્તિ અનુભવતા દેતી નથી એ તદ્દન સત્ય હકિકત છે શરણાગતિનો ભાવ આ વક્રવૃત્તિને તદ્દન શાત કરી દેછે ધીરે ધીરે એ વૃત્તિના પગદડાને ઉખેડી ફેકી દે છે આવુ 'કાઈક' બની જાય છે, જે બુદ્ધિથી સમજાતુ નથી, મોઢેથી સ્પષ્ટ કહી શકાતુ નથી

ગમે તેમ હોય, પણ શરણાગતિનો ભાવ, માનવ સસારની અજબ–ગજબની બાબત છે અનોખી વસ્તુ છે

દુખને નોતરૂ દેતી અહ–મમની લાગણીઓને હત પ્રહત કરી દેતી, ધમ માતાની શરણાગતિની ઉપાસનામા તો જવાંમર્દીની જરૂર પડે છ કાયરનુ તો અહી કામ જ નથી મોહ–માયાની અશુભ લાગણીઓને વધુ પડતો પરવશ બનેલો કોઇપણ માનવ કાયર છે

અહી તો જરૂર છે મરજીવાની કે જે આ ભાવ–રત્ન હાથ ન લાગે ત્યા સુધી જીવ–સટોસટના ખેલ ખેલતો રહે છે

અહી જરૂર છે લોખડી છાતીની કે જેની એક

પણ આ ભાવ ગભ્રાટની સાધનામાં આડે આવતા પ્રલોભનો સામે ખરે નહિ, અહીં આવશ્યક છે મ બની રહેવા કે જેમાં સમારના રંગે રંગાએલું કાઈ નોલનું પ્રવેશ પામી ન શકે

શરણાગતિનો ભાવ એટલે સઘળા ય રસોનો રાજા આ રમની જેમ જેમ જમાવટ થતી જાય તેમ તેમ માનવ પોતાનું ભાન ભૂલે, ખાન-પાન વીસરે, મમતાની આરાધના પણ ફગાવે કાયાનું અસ્તિત્વ પણ એના ચિત્તમાંથી ખોઈ નાખે

એ વખતે રમેશ્વરના પાન કરતા ભક્તની સૃષ્ટિમાં બે જ વસ્તુ વિદ્યમાન હોય

ભક્ત અને ભગવાન

સમગ્ર સંસાર ઉપર કાળો અંધાર-પટ (બ્લેક આઉટ) છવાઇ ગયો હોય, કયાય કશુંય ન દેખાય

સમગ્ર આંતર સંસારમાં પ્રકાશ પ્રકાશ રેલાતો હોય, આત્માના પ્રદેશે પ્રદેશ ઉપર એ પ્રકાશ ફરી વળ્યો હોય

શરણાગતના જીવનની આ જ ધન્યતમ પળો બને છે અહીં શરણાગત સાચા અર્થમાં યોગી બને છે

યોગી જગતને માન્ય કુણ્ડલિનીનું ઉત્થાનજન્ય કે શાસ્ત્રકાર પરમર્ષિએ કહેલો ગ્રન્થિભેદથી ઉત્પન્ન થતો-અવાચ્ય આનંદ, આ રમેશ્વરની જમાવટમાં જ શું નહિ મણાતો હોય?

એકવાર આ રસ-ઝરણુ અંતરમા વહેતુ થઈ જાય છે પછી તો વિશ્વના નવરસ પણ સુક્કા-ફિક્કા બની રહે છે સામાજિક કાર્યોમા પણ જે કાંઈ સુખનુ સંવેદન થાય છે તેમા ય આ રસ-ઝરણુ તો ભળે જ છે એટલે શરણાગતનો આત્મા સંસારમા રહીને પણ જે સુખાનુભવ કરે છે તેમા પણ એના મનમા તો સંસાર-સુખથી પર એવા શરણાગતના સુખાનુભવની લાગણી જ બહુધા થનગનાટ કરતી હોય છે

શરણાગત કદી પણ સંસાર-સુખને મારુ માનતો નથી

'મારા' જેવુ એને કશુ લાગતુ નથી કેમકે એ સુંદર પણ એને મન અત્યંત ભયજનક બની રહ્યુ હોય છે

જેની પાછળ આખોય સંસાર ગાંડો બન્યો છે, જેના માટે સમગ્ર જીવનની કુરબાની કરવામા આવે છે, રસ્તે ચાલતો કોઈપણ સંસારી જેમા સુખના સંવેદનની જ વાત કરે છે, એ રમા કે રામા એ સ્વજનો કે એ સાત-માળની હવેલીઓ, બધા ય મા આ ઓલિયો દાગીને ભરેલા દુ ખની જ વાત કરે છે હા, એ ય એ જ સંસારમા રહે છે અને એમા રહીને જ આ રસેશ્વરની મસ્તી માણે છે પણ છતા એ સંસારને ભયંકર માને છે સદૈવ એનાથી બીતો રહે છે, સાવધાન રહે છે માહ્યલો એનાથી હંમેશ ફફડતો-ડરતો રહે છે

પોતાના ભાવિ જીવનોના સકળ સંતાપોના વિધ્વંસક આ રસ-રાજને એ પળભર વીસરી શકતો નથી અનંતા

સિદ્ધિ એને વરી શકે ખરી? શરણ્યના ભાનમા બધુ ભૂલી જાય તેમ પણ બને ખરૂ?

હા, જરૂર બને પણ તે માટે માનવે સમગ્ર-સસારને પર્યાયાર્થિક નયની આંખોથી નીહાળવો પડશે સઘળુ ય નાશવત છે એ વાત આત્મસાત કરી દેવી પડશે "સસાર ગમે તેટલો સારો મજાનો દેખાય છતા મણિધર-સર્પની જેમ અત્યન્ત ભયકર છે, રામા અને રમા એકાએક છોડીને અહીંથી ચાલી જવાનુ છે અને તેથી જ આ સાધનો ચિર-જીવ સુખ આપી શકે તેમ નથી જ આમા કાઈક ખૂટે છે, કયાક કશુક ખોટવાય છે, કયાક ભૂલ થતી હોય તેમ લાગે છે" આવી બધી કેટલીએ સૂત્રાત્મક બાબતો જો હૈયે કોતરાઈ જાય તો હારેલા-થાકેલા અને મુઝાએલા એ મનમા એકદમ એક પ્રશ્ન ઉભો થઈ જાય કે, તો પછી સુખ કયા?

સસાર ભયકર લાગ્યા પછી, ત્યાથી નાસી છૂટવા માટે તલપતો એ માનવ આવ્યો હાથમા ન રહે, વાર્યો વરે નહિ નવા ઊભા થઇ ગએલા પ્રશ્નની ખોજમા એના જીવનની ખેતી કરી નાખે અને એમા જ એને હાથ લાગી જાય તારક-તીર્થાધિપતિનુ તત્વજ્ઞાન જન્મથી જ ભણી ગયુ હોય તો હવે હૈયાથી સમજાઇ જાય એ તત્વ જ્ઞાનમા ખીચોખીચ ભર્યુ સત્ય

અને એકદમ ઝુકી પડે મસ્તક એ ત્રિભુવનપતિને "પ્રભો! આપે જ મારી સઘળી ગૂચો ઉકેલી નાખી, મારા

રસ્તે પથરાએલુ ઘેરુ ધુમ્મસ આજે આપે વિદારી નાખ્યુ, મારી દિશા સાફ થઇ ગઇ, મારુ ચિત્ત સ્વચ્છ થઇ ગયુ ”
મને અતીવ આશ્ચર્ય થાય છે એ બાબતનુ કે આપે શી રીતે આ તત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું ? કોણે આપને બતાવ્યુ ? તદ્દન અગમ્ય પ્રદેશોનુ સફળ ખેડાણ આપે કેવી રીતે કરી નાખ્યુ ? મારા અનુભવની એકે એક વાત જ આપના હિત-વચનો સાથે મળી જાય છે

અહી જ ભોગી ભક્ત બને છે અને યોગીશ્વર એના ભગવાન બને છે પછી તો સંસાર ભૂલી જવાય કયારેક યાદ આવે તો ય ખટકે, ભોગવાય તો ય અકારો લાગે, એમા ભરમાય તો ય પાછો સવેળા જાગી જાય, કયાક ભૂલાય તો ત્યાથી ભાગી છુટાય.

અને આ બધુ ય કદાચ જાણતા કે અજાણતા એનાથી બની ગયુ તોય તે માત્ર કાયાથી ચિત્ત તો શરણ્યના ચરણોમા જ બહુધા આળોટતુ રહ્યુ

શરણાગતિના-ભાવનો સ્વામી શુ કરતો હોય ? કેમ રહેતો હોય ? વિગેરે વિચારણાને સ્થૂલ આકાર આપીને નિહાળવાથી હવે એ વાત હચે બરોબર રમી જાય છે કે દેવાધિદેવ શરણાગતના જેવો સુખી આ સંસારમા કોઇ ન જ હોઈ શકે શરણાગતિના ભાવ વિના વાસ્તવિક સુખની આછી પાતળી છાટ પણ ક્યાય જોવાય ન જ મળે

વાસ્તવિક સુખના માર્ગે જવા સમગ્ર માનવ સંસારે

ક માનવભવમાં શાતા-સુખ કે પૌદ્ગલિક વિષયજન્ય આનંદનો એણે અનુભવ કર્યો, પણ એને ક્યાં ય શાન્તિ લાધી નહિ શાન્તિના મંગલ દર્શન તેને થયાં નહિ સમતા અને સમાધિનો ક્યાં ય સાક્ષાત્કાર થયો નહિ

સુખનાં સાધનો પ્રાપ્ત થયાં, ભોગોપભોગની સામગ્રી મળી, પણ તૃષ્ણા, મૂર્ચ્છા, તથા વિકારોની વિષ-વેલડીઓથી ઘેરાઈને પરિણામે ભૂતકાલમાં આ આત્માએ કેવલ કષાયોની કારમી વિડંબનાઓ સહી, ને દુ ખ, દુ ખ ને દુ ખના પરંપરા તેના માથે પટકાઈ

આ બધુ શાથી? આત્માને તેનો કોઈ નાથ ન મળ્યો, શરણ સ્થાન તેને પ્રાપ્ત ન થયુ કેવલ ઝાઝવાના નીર જેવા વિષય અને કષાયના સુખો પાછળ પાગલ બનીને ભટક્તા આ જીવને યથાર્થ દર્શન લાધ્યુ વસ્તુ સ્વરૂપનુ યથાર્થ ભાન ન થયુ માટે જ એ મોહ મૂઢ બનીને દુ ખના કારણને સુખ માનીને બેઠો

દુ ખની પરંપરાના મૂળને સુખની પરંપરા માની અથડાયો અશરણપણે, કુટાયો અનાથપણે અને રીબાયો કેવળ દીનભાવે

પણ જ્યારે કાંઈક કર્મની લઘુતા આત્મામાં આવે છે, ને પાત્રતા તેનામાં પ્રગટે છે એટલે અનંત પુણ્યાઈથી પ્રાપ્ત માનવ જીવનમાં કાંઈક જાગ્રત બની શાસ્ત્ર શ્રવણ પ્રત્યે સદ્ભાવ સુમ્ત બની, પોતાના ભૂતકાળની અનંત વ્યથાઓથી અકળાઈ,

પોતાના અનંત ઉપકારી દેવાધિદેવના શરણે, તે પોતાની જાતનું સમર્પણ કરવા ઉજમાળ બને છે વિષયોની વાસનાના કારણે ને કષાયોની પરાધીનતાના યોગે પોતાની અનંત જન્મોમાં થયેલી મહાભયંકર દુઃર્દશાનો એકરાર કરવાપૂર્વક અનન્યભાવે શ્રદ્ધા સદ્‌ભાવ, નિષ્ઠાપૂર્વક તે પરમોપકારી અરિહંતદેવની શરણાગતિ સ્વીકારે છે

કર્મના કારણે રોગ, શોક અને સંતાપ, આધિ, વ્યાધિ અને ઉપાધિ તથા જન્મ-જરા-મૃત્યુના ત્રિવિધ તાપોની જ્વાળાઓથી શેકાઈ રહેલા આત્માને સંસારમાં શ્રી અરિહંત પરમાત્મા સિવાય અન્ય કોણ શરણ છે? અન્ય કોણ આધાર છે? અન્ય કોણ નાથ છે?

નાથના નાથ એ અરિહંત પરમાત્મા જેવા પરમતારકનું શરણું આ આત્મા ભૂતકાળમાં ન પ્રાપ્ત કરી શક્યો માટે જ ડગલે ને પગલે ક્લેશની, સંતાપની તથા વ્યથાની અનંત યાતનાઓ તેણે દીનપણે અશરણપણે તથા પરવશભાવે સહી છે

આજે તેને શ્રી વીતરાગ ભગવંતનું શાસન મળ્યું છે; શાસ્ત્ર શ્રવણ દ્વારા શ્રદ્ધાસમ્પન્ન બનવાથી તે ફળ્યું છે, માટે જ તે સંસારમાં રાજ રાજેશ્વરોને, મહાશ્રેષ્ઠ શ્રીમંતોને તથા સત્તા, સંપત્તિ વૈભવ કે વિલાસોના સુખ સાધનોને અનંત ઉપકારી શ્રી અરિહંત પરમાત્માના ચરણે, તે દેવાધિદેવના શરણે પોતાનું સર્વસ્વ ન્યોચ્છાવર કરવા સજ્જ

બને છે, ઉત્સુક બને છે કમકે એના સિવાય સંસારમાં એને કોઇ તારક, ઉદ્ધારક, તથા ઉપકારક જણાતું નથી એટલે અનન્ય શ્રદ્ધાભાવે મન-વચન તથા કાયાના એકી ભાવે સહૃદયતાથી કૃપાસાગર દેવાધિદેવના શરણે તે પોતાની જાતને સમર્પિત કરી દે છે

આવા શરણાગત આત્માની હૃદય સંવેદના આ પ્રકાશનમાં શબ્દસ્થ બને છે અનંત ઉપકારી અરિહંત પરમાત્માના ચરણે પોતાના દોષો, પોતાની ક્ષતિઓ, તથા પોતાની વાસનાનો એકરાર કરવાપૂર્વક તેના ચરણોને પામીને કૃતકૃત્ય બનીને અપૂર્વ આનંદરૂપ સમાધિ ભાવમાં રમતા આત્માની ઉર્મિઓ અહિં આલેખાય છે

ભાષાની સૌમ્યતા, શૈલીની સુંદરતા, ભાવની મધુરતા તથા વ્યાવહારિક અનુભવ અને શાસ્ત્રાધ્યયન સાથે મનન, ચિંતનનો પ્રૌઢ પરિપાક અહિં પાને-પાને, પેરે-પેરે તથા વાકયે-વાક્યે જણાઈ રહ્યો છે શ્રી વજ્રપાણિએ આ પ્રકાશનમાં ખરેખર અનંત કરૂણાસાગર દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માના પરમ ઉદ્ધારક ચરણોનું શરણું ગ્રહી, ગૌરવપૂર્વક પોતાની જાતની ધન્યતાનો અને ડગલે ને પગલે અનંત શક્તિના સ્વામી આત્માએ અનુભવેલી, પરવશપણે સહેલી પારાવાર યાતનાઓનો ઇતિહાસ સહૃદયભાવે બાલક જેમ પોતાના માતા પિતા સમક્ષ કહે તેમ-આલેખ્યા છે

શ્રદ્ધા, સદ્ભાવ, તથા સમર્પણપૂર્વક હૃદયના ભાવોને

દેવાધિદેવના ચરણે અહિ ભક્તિભાવે ઠાલવ્યા છે શ્રી અરિહંત પરમાત્મા જેવા અનંત ઉપકારીના શરણે જઈ, તેમના માર્ગની આરાધના કરી પરિપૂર્ણ થયેલ સિદ્ધ ભગવંતોના આશ્રયે રહી શ્રી અરિહંત પરમાત્માના માર્ગમા સહાયક શ્રી સાધુ ભગવંતોના ચરણે માથુ મૂકી ભક્તજન, ભાવિક આત્મા, પોતાના ભૂતકાળની અનંત ક્ષતિઓનો, અપરાધોનો તથા આત્માના અનંત દોષોનો, દુષ્કૃત્યોનો એકરાર કરી નિંદાગર્હા કરવાપૂર્વક એ દેવાધિદેવના ચરણો ને પામી જાતના ગૌરવને, જીવનની ધન્યતાને વધારતો પોતાના સુકૃત માટે, જીવનની આરાધના રૂપ કમાણી માટે, જે કોઇ વિચારે છે, સમજે છે, ને કહે છે, એ પ્રસ્તુત પ્રકાશનમા શ્રી વજ્રપાણિએ પોતાની શાંત સુમધુર ભાષામા, શબ્દોની સચોટતા, શૈલીની સરળતા તથા વાણીના ઓજસપૂર્વક અહિં સંકલિત કરીને મૂકેલ છે

ખરેખર આ પ્રકાશન, સંસારમા સર્વ કોઈ ભગવદ્ ભક્ત આત્માર્થી વર્ગને ખુબ-ખુબ ઉપકારક બનશે એ નિશ્ચ છે

શાંત-સૌમ્ય ને મૃદુ મધુર ભાષાનો ગંગાપ્રવાહ શ્રી અરિહંત પરમાત્માના પરમતારક શરણે પરમકલ્યાણકર શરણે વહેતો-વહેતો, જીવના ત્રિવિધ તાપોને-વિષય-કષાયના સંતાપોને શમાવતો, ભાવના-શ્રદ્ધા, સંયમ તમજ વૈરાગ્ય ભાવની નિર્મળતાને તેજસ્વિતાને આપનો અહિં વહી રહ્યો છે

એક વખત વાંચો, બે વખત વાંચો, બસ વાંચ્યા જ

ઙરી હૈયાના ઉડાણમા બેસી વિચાર્યા જ કરે ભક્ત અને ભગવાન વચ્ચે હૃદયના નિખાલસભાવે થતા આ વાર્તાલાપ નિત્ય નૂતન લાગે છે વાચતા કે વિચારતા નવુ ને નવુ જાણવા-સમજવા મળે છે ક્યા ય કૃત્રિમતા નથી, ક્યાય શબ્દોનો આડબર નથી, કે ક્યા ય શૈલીની શિથીલતા કે ભાષાનો બાહ્ય ભપકો નથી આત્માના ઉડાણમા પરમાત્માના શરણભાવને પામી જે કાઇ શુભ વિચારણાઓ સ્ફુરી, પોતાની ભૂતકાલીન કારમી યાતનાઓની જે કાઇ વ્યથા હૈયે ચઢી, ને પરમાત્મા શ્રી અરિહતદેવના શરણ ભાવને પામી આત્મા જે કાઈ ધન્યતાને પામ્યો, તે સહજ ભાવે સરળ શૈલીએ સિદ્ધહસ્ત લેખક શ્રી વજ્રપાણિ અહિ આલેખે છે

એઓ સાચુ જ કહે છે કે, 'શરણાગતિ અહ ને ઓગાળી નાખે અને નમ્ર બનાવે' ખરેખર અહ નો ભાર જ્યા સુધી આત્મા માથા પર લઈને ફરતો હોય ત્યા સુધી અનત ઉપકારી દેવાધિદેવના ચરણોની સેવા પામવાનુ, શરણોને સ્વીકારવાનુ સૌભાગ્ય તેને કદી મળતુ નથી અનાદિ અનત સસારમા આ જ કારણે આ આત્મા, અનાથ, અશરણ તથા દીન બનીને આથડયો, ભટકયો ને અનત યાતનાઓના મહાસાગરમા ડૂબ્યો

અહ ઓગળે એટલે આત્મા નમ્ર બને છે તો જ તે પોતાની લઘુતાનો, પામરતાના તથા દોષોનો સહૃદયભાવે એકરાર કરે છે, તો જ તેને અનત ઉપકારી, પતિતપાવન, અધમ ઉદ્ધારક દેવાધિદેવના પોતાની જાત ઉપરના અનતાનત

ઉપકારોની સહજ સ્મૃતિ જાગે છે ને એ ભાવિક ભક્ત તેમને પામીને, તેમના શરણુભાવને સ્વીકારીને, ધન્ય બને છે ધન્યતાનો અનુભવ કરે છે

આ હકિકતને આલેખતા, શ્રી પરમેષ્ઠિ ભગવંતોના શરણની, મહત્તા આંકતા શ્રી વજ્રપાણિ કહે છે કે, 'મંગળમય પરમેષ્ઠિ ભગવંતોની પ્રાપ્તિપૂર્વકના માનવજીવનના મૂલ તો કેટલા આંકી શકાય! એ જીવનનુ પ્રત્યેક વર્ષ, પ્રત્યેક માસ કેટલા કિમતી કહેવા? એ માસનો પ્રત્યેક દિન, પ્રત્યેક પળ કેટલી અમૂલ બની રહે?'

ખરેખર શ્રી પરમેષ્ઠિ ભગવંતોના શરણે ગયેલા ભાવુક શ્રદ્ધાશીલ ભક્તજનની પળ-પળની ક્ષણ સફળ છે તેના તન, મન, ધન, ને તેના જન્મ-જીવન, ને મૃત્યુ ધન્ય બને છે અનંત ઉપકારી શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યે, તેના પરમ તારક શાસન પ્રત્યે, ને તેના મંગલમય માર્ગની આરાધના કરી જગતને આરાધનાનો કલ્યાણ સંદેશ, આરાધનાની પ્રેરણા કરનાર પૂજ્ય સાધુ ભગવંતો પ્રત્યે, જેના હૈયામા બહુમાન ભાવ પ્રગટ્યો નથી, શરણભાવ કે ભક્તિ, શ્રદ્ધા અને સમર્પણભાવ જે આત્મામા ઉલસ્યો નથી, તે જન્મ્યો નથી, તેના જીવનની કાંઈ કિંમત નથી, ને મૃત્યુ તેને કેવલ કદર્થનારૂપ છે

તે ધ્યાન, તે જ્ઞાન, તે તપ, તે જપ, તે સેવા, ને તે ઉપાસના, તે આ જ્ઞાની આરાધના કે પૂજા ભક્તિ, સફલ

છે, કૃતકૃત્ય છે, તારક તથા ઉદ્ધારક છે, કે જે આત્મામા શ્રી પરમેષ્ટિ ભગવતે પ્રત્યે બહુમાનભાવ, અનન્ય શ્રદ્ધા અને સદ્ભાવરૂપ શરણાગતિ પ્રગટી છે નહિતર શરણાગતિના ભાવ વિના ઉપરોક્ત બધી યે આરાધના–અનુષ્ઠાનો નિષ્ફલ છે

માટે જ લેખક શ્રી વજ્રપાણિ અહિ યથાર્થપણે શરણાગતિનુ મૂલ્યાકન કરતા કેટકેટલુ સુદર પ્રતિપાદન કરે છે એ જણાવે છે કે, 'શરણાગતિનો ભાવ પળ-પળમા રૌદ્ર કર્મોના ઢેરના-ઢેર સળગાવી મૂક છે કાળા કુસસ્કારોને બાળીને ખાખ કરી નાખે છે, અજ્ઞાનના અધાર ઉલેચી નાખે છે લાખ લાખ રૂની ગજી ખડકાયેલી હોય પણ એક ચીનગારી પાસે એ શી રીતે ઉભી રહે!' (પેજ-૩)

આગળ વધતા તેઓ કેટ-કેટની સુદરને મનનીય વિચાર–ધારાનો પ્રકાશ શરણાગતિ વિષે રેલાવતા જણાવે છે કે, 'અધમના અને કુકર્મના વિરાટ અસ્તિત્વ પણ શરણાગતિના એક જ સાચા ભાવની ગેરહાજરીમા જ ખુમારી અનુભવી શકે એ ભાવ સમ્રાટનો જન્મ માત્ર અધર્મ અને કુકર્મોનો સર્વનાશ નોતરી લાવે!' (પેજ-૩)

એ સાચી હકિકત છે કે, શરણાગતિનો ભાવ એ જ સાચો ભાવ છે સર્વ અનુષ્ઠાનોનુ મૂલ ભક્તિ છે, અને સર્વ ભાવોનુ મૂળ શરણાગતિ ભાવ છે જ્ઞાનયોગ આવે છે ભક્તિ–યોગથી ધ્યાદિ તપ, તથા ક્રિયાયોગ પણ ભક્તિયોગનો જ મહિમા ગાય છે ને એ ભક્તિયોગ શરણાગતિ ભાવ આવ્યા

વિના આત્માની અશરણતાનો એકરાર કર્યા વિના, તે અસીમ ઉપકારી પરમ કરૂણાસાગર દેવાધિદેવના ચરણ-શરણની એક માત્ર ઉદ્ધારકતા તથા તારકતા સમજ્યા વિના આવે નહિ એ તદ્દન સમજી શકાય તેવી વાત છે

શ્રી વજ્રપાણિ એક કલાકારની જેમ આરસના પાષાણ ઉપર પોતાના શિલ્પ સર્જન દ્વારા સુદર કલાકૃતિને સજીવ બનાવે તેમ આ પ્રકાશનમા પોતે પાને-પાને શબ્દે-શબ્દે, વાકયે-વાકયે, પચ-પરમેષ્ઠિ ભગવતો પ્રત્યેનો પોતાના હૈયામા ભરેલો નિષ્ઠાભાવ શ્રદ્ધા, ભક્તિ, અને બહુમાનભાવ ઠાલવ્યો હોય તેમ જણાઇ આવે છે લેખકની શૈલી એટલી ઋજુ અને વાત્સલ્યથી ભરેલી ઝગહળતી છે, કે જેના યોગે પ્રસ્તુત પ્રકાશનને વાચનાર, વિચારનાર તથા સમજનાર પ્રત્યેક વાચકના શ્રદ્ધાશીલ હૃદયમા પરમતારક શ્રી અરિહત પરમાત્મા પ્રત્યે અહોભાવ તથા ભક્તિભાવ અને અનન્ય નિષ્ઠાભાવ પ્રગટયા વિના નહિ રહે!

પ્રસ્તુત પ્રકાશનના ૧ થી ૭૧ પેજ સુધી અનત ઉપકારી પરમકરૂણાસાગર શ્રી અરિહત પરમાત્માના પતિત પાવન ચરણોમા અનન્ય ભાવે શુભ શુદ્ધ નિષ્કામભાવે નિષ્ઠાપૂર્વક શરણાગતિની ભવ્ય ને મગલ ગાથાઓ આલેખાઇ છે, જે દરોજ સવાર-સાજ મનન-ચિતન તથા પરિશીલન કરનાર પ્રત્યેક ભાવુકના ભાવભર્યા હૈયામા શરણાગતિની નિષ્કામ-નિષ્ઠાભાવની તથા અનન્ય શ્રદ્ધાભાવની આહલેક જરૂર જગાડી શકે તેમ છે મનન [illegible]ના ભવ્ય ભડાર સમી ને ૧

આર્થિક આત્વિક વિચારધારાથી પરિપૂર્ણ મગલકારી ચરણો તેની આ પુનિત ગાથાઓ ભલ-ભલા જડ પાષાણ હૃદયી, નાસ્તિકને પણ નક્કી તેની ચેતનાને જગાડી જશે પરમકૃપાનિધાન પરમાત્માના પુનિત ચરણોમા આળોટવા માટે તેને લલચાવશે જીવનમા થઈ ગયેલા દુષ્કૃત્યો, પાપા ચરણો અને નિદ્ય પ્રવૃત્તિઓના પશ્ચાતાપનો પુણ્ય પાવક તેનામા પ્રજ્વલિત કરશે

પેજ ૭૨ થી શરૂ થતો શરણાગતનો વિચાર વૈભવ પરમાત્માના શરણે ગયેલાને પરમેષ્ઠિ ભગવતો પ્રત્યે બહુમાન ભાવે જાતને સોપનારા આત્માની મગલ તાત્વિક તથા સાત્વિક વિચાર ધારા મૌલિક રીતે રજુ કરે છે જે જૈન શાસનના પરમ ભક્ત આત્માને વૈજ્ઞાનિક દૃષ્ટિ આપે છે શ્રદ્ધા તથા નિષ્ઠા ભવને નિર્મલ બનાવે છે મનન-ચિંતન તથા નિદિધ્યાસનના માર્ગ રૂપે લાક્ષણિક સૌમ્ય સુકોમળ વાણીના વૈભવથી આલેખ પેલી આ વિચારધારા ભલ-ભલા ચિતકને પણ ઘડનાર છે

વિવિધ વિષયો દ્વારા દેવાધિદેવના ચરણે જનાર ભાવુક ભવ્ય જીવાત્માઓની તર્ક મગલ મગલ વિચારધારા શ્રદ્ધા ભાવ તથા નિષ્કામ નિષ્ઠાભાવને નિખારે છે જે શબ્દ શક્તિ તથા ભાષા શક્તિનો અદ્વિતીય આદર્શ પૂરો પાડે છે

કુમારપાલ મહારાજાની મનોવેદના, જ્ઞાનની વિચારણા અને અતિમકાલની આરાધનના ૩ પ્રકરણો પણ ખૂબ જ

સુંદર રીતે રજુ થતા છે ક્યાય વિચાર શ્રેણી કે શબ્દ શ્રેણી કૃત્રિમ બનતી નથી સંકલના ખંડિત થતી નથી અને પરસ્પરને મેળ સુંદર રીતે જળવાઇ રહે છે શરણાગતિને પામેલો પોતાના આસ્તિક્ય ભાવને ભક્તિ, શ્રદ્ધા તથા બહુમાન ભાવને, નિષ્ઠા-તેમજ સમર્પણ ભાવને નિર્મલ બનાવે તે માટે પ્રારંભના બે પ્રકરણો અપૂર્વ માર્ગદર્શન પીરસે છે શરણે આવેલા મહાભાગ પુણ્યવાનની મનોવેદના ૩ જા પ્રકરણમા શબ્દસ્થ બને છે

દેવાધિદેવના પરમ કૃપાલુ ચરણોના શરણે ગયેલા શ્રદ્ધાશીલ આરાધક આત્માના જીવનમા સુખ-સમૃદ્ધિ, વૈભવ કે વિલાસોની છોળો ન પણ ઉછળતી રહે, પણ શાંતિ, પરમ શાંતિ, આત્માની અપૂર્વ સમતાનો વૈભવભંડાર એના જીવનમા નિરંતર ભરેલો પડ્યો હોય છે, પૂર્વના અશુભોદયે એને પૌદ્ગલિક સુખો કે સમૃદ્ધિ ન મળે તે બને, કારણ કે પૌદ્ગલિક સુખો પુણ્યાઇને અવલબે છે પણ દેવાધિદેવના શરણે ગયેલા આરાધકના જીવનમા શાંતિ અવશ્ય હોય સમતાભાવ તો પ્રતિકૂલ કે અનુકૂલ પરિસ્થિતિમા ટકી રહે

અશાતાના ઉદયથી તેને શારીરિક અસ્વસ્થતા પ્રાપ્ત થાય છતા તે ખૂબ જ જાગૃત ને ખૂબ જ સ્વસ્થ હોય તેની માનસિક શાતા સંપૂર્ણ જળવાઈ રહેલી હોય આજ કારણે તેની સાત્વિક વિચારણા અહિં ૪ થા પ્રકરણમા આલેખાઇ છે આયુષ્ય પૂર્ણ થવા આવ્યુ મૃત્યુ નજીક આવ્યો, ને અંતિમ ઘડીઓ ગણાઈ રહી છે, તે અવસરે શરણાગત

ભાવુકના આત્મામા સમતા તથા સમાધિનો મહા-સાગર પડયો હોય તે ફીકર ન કરે, અસ્વસ્થતા ન અનુભવે, પણ વિજળી ઝબુક ને મોતી પરોવવા જેવી સાવધાનીપૂર્વક જાગૃત ભાવે પોતાના ભવ-ભવાતરનુ-સદ્દગતિનુ ભાથુ બાધવા તે સજ્જ બને તેને અનુલક્ષીને છેલ્લા પ્રકરણમા અતિમ કાળની આરાધના આલેખાઇ છે

એકદરે અહિ આલેખાયેલ પાચે પ્રકરણો, પ્રત્યેક આરાધક આત્માને આરાધનાનુ, જીવન-મરણની સાધનાનુ ને ભવ-ભવાતરની સદ્દગતિનુ પુણ્યભાથુ બાધવા માટે ખૂબ જ ઉપકારક અને આલબનરૂપ છે સિદ્ધહસ્ત લેખક શ્રી વજ્રપાણિએ પોતાની શકિત, સામગ્રી તથા મન, વચન અને કાયાના શુભયોગોનો સુદર સદુપયોગ કરી આવુ શ્રેષ્ઠ પ્રકાશન સર્જ્યું છે તે તેમની શકિત તથા ક્ષયોપશમની સાચી સફલતા છે

સાહિત્ય જગતમા રત્ન સમા આ પ્રકાશનની પાછળ તેમણે જે ચિતન, મનન અને નિદિધ્યાસનનો પરિપાક ઠાલવ્યો છે, શૈલી-ભાષા તથા શબ્દોની સુદર સકલના દ્વારા તાત્વિક અને સાત્વિક નિર્મળ સુવિચાર ધારા જે રીતે શબ્દસ્થ કરી છે, તે માટે તેમનો આ પરિશ્રમ પ્રશસનીય છે શબ્દે-શબ્દે, વાકયે-વાકયે, ને અક્ષરે-અક્ષરમા જે જગદુદ્ધારક વિશ્વબધુ અનત કૃપાસાગર શ્રી અરિહત પરમાત્મા પ્રત્યે હૃદયનો નિષ્ઠાભાવ ઝળકુળી રહ્યો છે તે

માટે પ્રસ્તુત પ્રકાશનના લેખક શ્રી વજ્રપાણિ આપણા હાર્દિક અભિનંદનના અધિકારી બને છે!

તેમની શક્તિઓ જૈન-સંઘને આશિર્વાદ રૂપ બની છે, વાચનાર-વિચારનાર પ્રત્યેક સહૃદયના હૈયાના સુષુપ્ત શુભ ભાવોને જાગૃત કરનાર આ પ્રકાશનના લેખકની શક્તિ આ જ કારણે ધન્ય બની છે. હૃદયના સદ્ભાવપૂર્વક લેખકની શક્તિઓને શ્રદ્ધાંજલી અર્પવાપૂર્વક હું કહીશ કે આવા સુંદર ગ્રંથ-રત્નના લેખક શ્રી વજ્રપાણિ પોતાની શક્તિમાં વધુને વધુ પ્રગતિ કરી પરમતારક શ્રી જૈન શાસનની તથા તેના કલ્યાણકર સિદ્ધાંતોની સંસાર સમસ્તને રસ લ્હાણ કરાવે! ને ઉપરોક્ત મંગલ માર્ગમાં વિકાસ સાધવા દ્વારા સ્વ-પર-શ્રેય કરવાનું સામર્થ્ય પામે! વાચક વર્ગ પ્રકાશનના પ્રત્યેક વિષયને સહૃદય ભાવે વાંચી, વિચારી અનંત-ઉપકારી દેવાધિદેવ શ્રી અરિહંત પરમાત્માના ચરણે સમર્પિત બની મંગલની માળને વરો!

| | |
|---|---|
| વીર સં. ૨૪૮૯ | એજ એક શુભ અભિલાષા |
| મહા સુ. ૨ વિ. સં. ૨૦૧૯ | શ્રમણ સેવક સંઘ |
| પાટણ નગીનદાસ હોલ | પં. કનકવિજયગણિ |

विलोकिते महाभागे त्वयि संसारपारगे
आसितुं क्षणमप्येक ससारे नास्ति मे रतिः।

હે યશસ્વિન્! સસાર પારગામી! મે આપને જ્યારથી નીહાળ્યા છે ત્યારથી આ સસાર મારા માટે ખારો ખાટો થઈ ગયો છે હવે આ સસારમા એક સમય પણ રહેવા હુ લાચાર બની ગયો છુ

# શરણાગતિ

મંગળમય પરમેષ્ઠિ ભગવંતોની પ્રાપ્તિપૂર્વકના માનવ જીવનના મૂલ તો કેટલા આંકી શકાય? એ જીવનનું પ્રત્યેક વર્ષ, પ્રત્યેક માસ કેટલા કિંમતી કહેવા? એ માસનો પ્રત્યેક દિન અરે! પ્રત્યેક પળ પળ કેટલી અમૂલ બની રહે!

જે પળમાં પરમેષ્ઠિ-ભગવંતોનું સ્મરણ નથી એ માનવ-જીવનની પળ નથી એવી અમંગળ પળો એવા અમંગળ દિવસો કે રાત્રિઓ આ ઉજ્વળ જીવનના કાળમાં ગણી શકાય નહિ એવા જીવતરની શાબાશી લઇ શકાય નહિ

કયા જીવનમાં આ પરમેષ્ઠિ-ભગવંતોની સાચી શરણાગતિ પ્રાપ્ત થવાની? દેવલોકમાં? ના ના ફાટ ફાટ વૈભવોની મસ્તીમાં દેવાધિદેવની યાદ તો ક્યાંથી આવે? પરાધીનતાની અતુટ બેડીમાં જકડાએલા મૂંગા બિચારા તિર્યંચોને તો આ પરમતત્ત્વની ગંધ પણ ક્યાંથી અડે? નારકનો જીવ તો માર ખાઈ ખાઇને જ અધમુઓ થઈ જતો હોય ત્યાં દેવાધિદેવને તો શે' ભજી શકે!

રહ્યું માત્ર માનવ-જીવન! અહીં જ એ શરણાગતિ પ્રાપ્ત થઈ શકે જો માનવ સિવાય સાચી શરણાગતિ કોઇ

મેળવી શકતો ન હોય તો એ માનવ જીવનનુ મૂલ કેટલુ વધી જાય ! હવે સમજાય છે પળ-પળના મૂલ !

શરણાગતિનો ભાવ પળ પળમા રૌદ્ર કર્મોના ઢગના ઢગ સળગાવી મૂકે કાળા કુસસ્કારોને બાળીને ખાખ કરી નાખે અજ્ઞાનના અ ધાર ઉલેચી નાખે લાખ લાખ ટન રુની ગ જી ખડકાયેલી હોય પણ એક ચીનગારી પાસે એ શી રીતે ટિકી રહે !

વિરાટ અ ધકાર, નાનકડી પણ દીવડી પ્રગટી નથી ત્યા સુધી જ ઊભો રહી શકે ! દીવડીના પહેલા જ ઝબકારે એને પલાયન થયે જ છૂટકો

અધર્મના અને કુકર્મના વિરાટ અસ્તિત્વ પણ શરણાગતિના એકજ સાચા ભાવની ગેરહાજરીમા જ ખુમારી અનુભવી શકે

એ ભાવ સમ્રાટનો જન્મ માત્ર, અધર્મ અને કુકર્મનો સર્વનાશ નોતરી લાવે

આટલુ પ્રચણ્ડ બળ છે પરમેષ્ઠિ ભગવતોની શરણાગતિમા એ ભાવને જરા પણ વેગળો મૂકચો કેમ પાલવે !

છતા કમનસીબીની વાત છે કે જીવનનો ઘણોખરો સમય તો આ ભાવ-વિહોણો જ પસાર થઈ ચૂક્યો છે દુર્ભાવો અને દુષ્ટ કર્મોએ જ અમૂલ જીવનનુ ઘણુ ક્ષેત્ર રોકી લઈને આત્માની ભારે ખાનાખરાબી સર્જી નાખી છે

ઇન્દ્રિયોની વધુ પડતી પરાધીનતા જ આ હોનારતનુ મુખ્ય કારણ બનેલ છે પાચ ઇન્દ્રિયોના વિષયોના ભોગમા થતા ગલગલીઆએ જીવને મૂઝવી નાખ્યો છે રૂપ મજાનુ જોયુ, અને આખો નાચી ઊઠી, શબ્દ સુદર સાભળ્યો અને દિલ ડોલી ઊઠયુ, સ્પર્શ મનગમતો અનુભવ્યો, અને શરીરમાથી ધ્રુજારી પસાર થઇ ગઈ, જીભે મીઠુ ભાવતુ આપ્યુ, કે કલેજુ તર થઈ ગયુ, નાકે સોડમ ખેચી કે માથુ તબિયત થઈ ગયુ !

ચાપ દાબીએ કે તરત જ બત્તી થાય તેવી રીતે તરત જ સુખનુ સવેદન કરાવી દેતા આ વિષયોના ભોગોએ જીવની સાન ગુમાવડાવી દીધી

વિષયાસક્તને આતમના સુખની વાતો શે' ભાવે ?

ઇન્દ્રિયોના સુખથી ટેવાયેલાને ત્યાગ તપની મીઠાશ ક્યાથી સમજાય ?

પેલો ભીલ ! ભૂલો પડ્યો ઝવેરીની દુકાને બેઠો બીજો એક ઝવેરી આવ્યો એણે હીરો બતાવ્યો દુકાનદાર ઝવેરી અધારામા એને જોઈને કહે છે કે, "ઓહો ! સૂરજ કરતા ય વધુ ઝળકે છે ! મોતી આપ્યુ એને તપાસતા કહ્યું, શુ વાત કરૂ ? આમા તો આખા સમુદ્રનુ પાણી ઠલવાયુ છે ભાઈ !"

ભીલ ભાઈએ સાભળ્યુ કે હસી પડયો ! હીરો તે વળી સૂરજ કરતાય વધુ ઝગારા મારે ? મોતીમા તો સમુદ્રના

પાણી ઠલવાય ! શહેરી બધાય ગપ્પીદાસ ! હીરા મોતીના પારખની ભાષામા ભીલે નરાતાળ જુઠાણુ-હડહડતુ ગપ્પુ જ જોયુ ! જગવના એક જ ગલીની આખો હીરા મોતીને શુ જોવાનો ?

ઇન્દ્રિયોના સુખમા લપટાએલુ કોઇ પણ સચેતન પ્રાણી આત્માના સુખમા શુ સમજવાનુ ! જેને જીવ-જીવનની કશી સમજણ નથી, સમજવાની તૈયારી પણ નથી જડ-જીવન માટે જ જે પોતાનુ જીવન અનેકના કરવા તૈયાર છે એના જીવનમા બીજુ જોવા ય શુ મળે! જીવડો જતો હોય તો ભલે જાય વિષયોના રંગ સલામત રહેવા જોઇએ !

જ્ઞાનીઓની દૃષ્ટિએ આવા જીવો અત્યન્ત કરૂણાનુ પાત્ર બને છે અમૂલ જીવન મળ્યુ, શરણાગતિનો ભાવ વિકસાવવાની તક મળી, અને છતા ભુકો રહ્યો નદીએ આવ્યો અને તરસ્યો જ ગયો !

ઇન્દ્રિયોની ગુલામી, શરીરની એશારાસી જ્યા સુધી દફનાવાય નહિ અથવા તો એને ધિક્કારવામા પણ આવે નહિ ત્યા સુધી પરમેષ્ઠિ ભગવતોની શરણાગતિનો ભાવ મનમા આકાર પામી શકે નહિ

આધ્યાત્મિક જગતનુ સર્વોચ્ચ તત્વ શરણાગતિ છે છતા ય વિષયાસક્ત જીવને એની કિંમત સમજાતી નથી.

અસાર ભોગના અફીણોના નશામા ટેવાએલાને આ સાત્ત્વિક દૂધનો કટોરો જોવો ય ન ગમે એમા કશુ આશ્ચર્ય પામવા જેવુ નથી ખેર, છતા જો હવે શરણાગતિ સ્વીકારવાનો ભાવ જાગ્યો હોય, જો એ તત્ત્વને જીવનમા અપનાવવાની મનોદશા સાકાર બની રહી હોય તો જરા પણ વિલબ કર્યા વિના પરમેષ્ઠિ ભગવતોની શરણાગતિનો ભાવ મનોમદિરમા સ્થિર કરી દેવાના યત્નો આરભી દેવા જોઈએ

અલબત, જાપ જપવા માત્રથી કે સ્તવનાઓ કરવા માત્રથી શરણાગતિના ભાવ જાગી જતા નથી એના માટે સૌ પ્રથમ તો બેફામ રીતે ગમે ત્યા ઉછળતા ચિત્ત-વાનરને શાન્ત પાડી દેવુ જરૂરી છે આખોને પણ નમ્ર બનાવવાનુ અનિવાર્ય છે નિર્લજ્જ ચાલ અને નિયન્ત્રણા વિનાનુ તોફાન, ખાસ કરીને આ આખ અને મન એ બેને વરેલા છે, એટલે શરણાગતિના ભાવને આત્મામા સ્થિર કરવા પૂર્વે આ બેયને શન્ત કરી દેવા જોઈએ મન એટલે આપણા મનુભાઈ, અને આખ (નયન) એટલે નયનાબેન

આ બેયની સાથે મુક્ત રીતે વાત કરીને એમને સમજાવી દઈને શાન્ત પાડી દેવામા જેટલી સફળતા મળે એટલી ઝડપી સફળતા આત્મામા શરણાગતિના ભાવને સ્થાપવામા મળે

ચાલો ત્યારે, આ બેયની સાથે આપણે વાર્તાલાપ શરૂ કરીએ, અને તેમને શાન્ત કરીને શરણાગતિના સર્વોચ્ચ

ધર્મની સાધના કરીએ

"મનુભાઈ, આટલી બધી કુદાકુદ શા માટે કરો છો? આધ્યાત્મિક-વિશ્વની અ દર તમારુ સ્થાન કેટલુ ઊ ચુ છે તે તમે સમજતા નથી? જરાક વિચાર તો કરો! તમે જરાક પણ આઘાપાછા થાઓ તેમા તો આ વિશ્વમા ઉલ્કા પાત મચી જાય અને તમે ગ ભીર બનીને તમારા કર્તવ્યને અદા કરતા રહો તો આ વિશ્વની રોનક પલટાઈ જાય. અરે! સ્વર્ગ અને અપવર્ગ (મુક્તિ)ના સુખની છાયા આખા ય વિશ્વ ઉપર પડી જાય આતમરામ આન દમા ડોલી ઊઠે મનુભાઈ, તમેય તે કેવા છો? કેટલુ ઈચ્છયુ? કેટલુ ખાધુ? છતા તમારૂ પેટ ભરાયુ નથી? તમને સારામા સારુ ખાવા મળ્યુ તો ય તમે ગ દામા ગ દુ પણ ખાવાનુ છોડતા નથી આવુ તે કેવુ કરો છો? આ પાચે ય ઈ દ્રિયોને તમારી ગુલામડી બનાવી છે, અને ધાર્યું કામ કરાવો છો, પણ અ તરના આતમરામની તો એમા ભારે દુર્દશા થઈ જવાની છે તે તમે નથી જાણતા? આ તો જમવામા જગલો અને કુટાવામા ભગલો એના જેવુ થયુ! વગર મફતના વિચારો કરી કરીને તમે તો આત્માનું અધ પતન કરી નાખ્યુ, ખેર, હવે તો સરખા રહો આ મારે પરમેષ્ટિ-ભગવ તોની શરણાગતિ લેવી છે તમે થોડી વાર શાન્ત રહો તો મારૂ કામ થઈ જાય તેમ છે

મનુભાઈ, આ શરણાગતિનો સ્વીકાર એ જ આપણુ કર્તવ્ય છે હો! એને તો એક પળ પણ દૂર ન ઠેલાય! આજે તો એના વિના આખુ ય જીવન પસાર કરી નાખ્યુ! છતા હજુ જો તમે શાન્ત બની જાઓ તો અસીમ ઉપકારીઓને શરણે જઇને મારા કાળા કર્મને અને ભૂડા ભાવને ધોઈ નાખુ મારા કલક ઉતારી નાખુ!

નયનાબેન, તમારી ય આમા મદદ જોઈશે હો! તમે ય આજ સુધીમા મને ભારે ધોકો પહોચાડયો છે તમે અબજા છતા તમારૂ બળ તો બળીયાને ય ધૂળ ચાટતો કરી દે તેવુ છે હશે! આજ સુધીમા અનેક ભયાનક ભૂલો કરી બેઠા અધિકાર બહારની ચેષ્ટાઓ છાની છૂપી રીતે કરી ગયા ભલે હવે તમે પણ શાન્ત થઈ જશો ને? પરમેષ્ઠિ ભગવતોના ચરણે મારે જવુ છે તમે જો ઠરીને નમી જાઓ, કશુ ય કુતુહલ ન કરો અને કયાય ન જુઓ તો મારૂ કાર્ય ઝટ સરે તેમ છે! આજ સુધી તમારા ભોગના રગ રાગમા ભાન ખોઇ નાખીને આ મહાન-ભાવને ભજવાનુ ભૂલ્યો હતો પણ હવે માહ્યલો જાગ્યો છે, કિન્તુ તમારો સહકાર મળે તો જ મારૂ કામ સધાય તેમ છે, કેમકે મારા સમગ્ર જીવનમા મે તમને ખુબ જ લાડ લડાવ્યા છે, તમારૂ ધાર્યું બધુ પૂરૂ પાડયુ છે તમારૂ ઇચ્છયુ બધુ લાવી આપ્યુ છે હવે તમે જો એ ઉદ્ધતાઈ ન મૂકો, એ કુટેવો ન છોડો તો મારા જીવનના ઉત્તર કાળની આ

ભાવનાઓના ફળ બેસી શકશે નહિ

મનુભાઈ! ઓ નયનાબેન! મારૂ આટલુ સાભળો મે તમને જીવનભર સુધી પાળ્યા છે પોષ્યા છે હવે એના બદલા તરિકે પણ પેલા ભાવની ભક્તિ કરવામા તમે અનુકૂળતા કરી આપો જો આટલુ નહિ થાય તો મારૂ અતિમ જીવન પણ બરબાદ થશે, અને જો તમે શાન્ત થઈ જાઓ તો શરણાગતિના ભવ્યતમ ભાવને પામીને મારા અન્તકાળને હુ સુધારી લઇશ

જેનો અત સારો એનુ સઘળુ સારૂ જેનો અત ખરાબ એનુ સારૂ પણ ખારૂ

ચાલો ત્યારે, મનુભાઈ અને નયનાબેન! હવે તમે થોડી વાર તદ્દન શાન્ત બની જાઓ! હુ મારી સાધનામા બેસી જઉં છુ મારા જીવનની ધન્ય પળોમા પ્રવેશ કરૂ છુ ”

अरिहंते सरण पवज्जामि
सिद्धे सरण पवज्जामि
साहू सरण पवज्जामि
केवलिपनत्त धम्म सरण पवज्जामि

મારા જીવનના સર્વ સર્વસ્વ! સમગ્ર વિશ્વને સતત ત્રાસ આપી રહેલા રાગ અને દ્વેષની વાસનાઓના વિજયી ભગવતો! લોકાલોક પ્રકાશી જ્ઞાનના સ્વામી! સાસારિક સુખ સમૃદ્ધિના પ્રકર્ષના ભોક્તા એવા દેવેન્દ્રના પણ દેવ! જગતના જડ અને ચેતન તત્વનુ વાસ્તવિક નિરૂપણ કરનારા

યથાર્થવાદી પરમેશ્વર ! ત્રણેય લોકના ગુરૂદેવ ! વિશ્વના એક માત્ર શત્રુ રૂપ કર્મના ઘાતક અરિહંત ભગવંતો ! આપનો અસીમ ઉપકાર હું વીસરી શકું તેમ નથી

મને ન તો પરલોકની સમજણ હતી, ન તો આત્માની ખબર હતી, ન તો કર્મ જેવી વસ્તુનું જ્ઞાન હતું મારા આ જીવનની પૂર્વે અનંત જીવનોની એક ધારી હારમાળા હતી અને આ જીવનની પછી પણ અનંત જીવનોની શકયતા છે, એ વાતની મને કશી ગંધ ન હતી અને તેથી જ મે માની લીધું હતું આ જ મારૂં જીવન ! પાણીમાંથી ઊભો થયેલો પરપોટો પાછો પાણીમાં જ મળી જાય જીવના સંબંધમાં હું આવું જ સમજતો હતો એટલે મને તો પાપનો કોઈ ડર ન હતો ! ધર્મ જેવા તત્વની જરૂર જણાઈ ન હતી

કૃપાસિન્ધો ! આપે જ મારા જેવા કેટલાયના જીવનની ગળથૂથીમાં આ વાત સજ્જડ કરી દીધી કે જીવ અનાદિ કાળથી છે, કર્મ પણ અનાદિકાળથી છે અને જીવ કર્મનો સંયોગ પણ અનાદિકાળથી છે આ ત્રણ વાત ઉપરથી એ પણ સમજાઈ ગયું કે જગત અનાદિ છે આપે જ અમને બતાવ્યું કે આ અનાદિ પરંપરા દુઃખમય છે, દુઃખના ફળને દેનારી છે, અને દુઃખની એકધારી પરંપરા ચલાવનારી છે

કરૂણાનિધાન! અમારા અનાદિ કાલીન ત્રાસને નજરે જોઈને આપ શાન્ત બેસી ન શકયા કૃતકૃત્ય થઈ જવા છતા આપે અમારા દુ ખોના ઉચ્છેદ માટે અમને ઉપાયો પણ બતાવ્યા

આપે જ કહ્યું, " આ કારમા સ સારનો વિચ્છેદ વિશુદ્ધ ધર્મથી થાય વિશુદ્ધ ધર્મની પ્રાપ્તિ પાપકર્મના વિનાશથી થાય, અને પાપકર્મોનો વિનાશ તથાભવ્યત્વાદિ ભાવોથી શકય બને તથાભવ્યત્વ એટલે કર્મ-સ યોગથી તદ્દન રહિત થઈ મોક્ષ પદની પ્રાપ્તિ કરાવી આપે તેવો આત્મામા રહેલો અનાદિ-પારિણામિક ભાવ, આ સ્વભાવ જો આત્મામા ન હોય કદાપિ કર્મમુક્ત થવાય નહિ, સિદ્ધિપદ પ્રાપ્ત થાય નહિ.' ભવ્યત્વ બધાયનુ સરખુ પણ તથાભવ્યત્વ તો દરેક સ સારી આત્માનુ જૂદુ હોય તથાભવ્યત્વ પાકે નહિ ત્યા સુધી પાપકર્મના વિગમ ન થાય, પાપકર્મ કરવાની વાસનાઓ શાન્ત ન થાય, પાપકર્મની વાસનાઓ શમ્યા વિના શુદ્ધ ધર્મની પ્રાપ્તિ ન થાય, શુદ્ધ ધર્મની પ્રાપ્તિ વિના ભીમ-ભયાનક સ સારનો ઉચ્છેદ ન થાય "

પ્રભો! આજ સુધી 'સ સાર ભયાનક છે' એ વાત જ અમને સમજાણી ન હતી અમે તો એના ઉપર ઉપરના ર ગરાગ અને આડ બરી દેખાવોમા જ અ જાઈ ગયા હતા અમને એવી તો સ્વપ્ને પણ કલ્પના ન હતી કે આ દેખાવોની ભીતરમા તો ભયકર દુઃખોના લાવા ઉકળી રહ્યા છે

દેખાવમા રમણીય જણાતા વનમા પ્રવેશી ચૂકયા, પણ અમે ન વિચાર્યું કે આ વનમા તો ભયાનક ફણિધર-સર્પો છે, વીકરાળ સિહ છે, ક્રૂર વાઘોની જમાત પડી પાથરી રહે છે, અત્યન્ત કપટી શિયાળીઆઓ ફરી રહ્યા છે આ બધુ ય આપે અમને બતાવ્યુ, આજે અમને સસારની ભયાનકતા સમજાણી હવે અમને એટમ બોમ્બ એટલો ભયાનક નથી લાગતો જેટલા ભયકર દગા-પ્રપચના કુસસ્કારો લાગે છે, હવે મનગમતા વિષયોના વિયોગમા એટલો ત્રાસ નથી થતો જે ત્રાસ આપના વિયોગમા થાય છે

તથાભવ્યત્વના પરિપાક વિના અમારો ઉદ્ધાર થાય નહિ અમારા ધન્ય જીવનનો મગળમય દિવસ ઊગે નહિ એટલે આપે તથાભવ્યત્વના પરિપાકના ઉપાયોમા આ ત્રણ વસ્તુઓ બતાવી

૧ અરિહત-સિદ્ધ-સાધુ અને ધર્મની શરણાગતિ

૨ દુષ્કૃતોની ગર્હા

૩ સુકૃતોનુ સેવન (અનુમોદન) આ ત્રણ તત્વનુ એકાગ્રતા પૂર્વકનુ સતત ચિતન અને મનન કારમા કર્મનુ કાટલુ કાઢી નાખે, ક્રૂર વૃત્તિઓનો સર્વનાશ કરી દે આત્માને એના વિશુદ્ધ સ્વરૂપમા લાવી મૂકે જેના જીવનમા સક્લેશ છે, જેને કામ-ક્રોધ પજવી રહ્યા છે, લોભની

વૃત્તિ પીછો મૂકતી નથી, સ્વાર્થ કાજે કોઈ પણ જીવના સુખદુખનો જે વિચાર કરતો નથી, કિન્તુ એ જીવો તરફ ઈર્ષ્યા-અસૂયા આદિ ભાવો કેળવે છે, એમને ધિક્કારે છે, અને એ રીતે પોતાની જાતને જે માનસિક કલેશોમા હોમી દે છે એ સસારી આત્માઓએ તો આ ત્રણ તત્વોનુ વારવાર સેવન કરવુ જોઈએ

શરણાગતિ 'અહ'ને ઓગળી નાખે, અને નમ્ર બનાવે.
દુષ્કૃતોની ગર્હા નવા પાપ-વિચારોના દુષ્કૃતને પણ ન કરવાની પ્રેરણા આપ્યા કરે

સુકૃતોનુ સેવન એના જીવનમા અવનવો ઉલ્લાસ ભરે, એના જીવનને માત્ર ધિક્કાર-પાત્ર બનાવીને નિરાશાથી ભરી ન દે એ ઉત્સાહ એને અવિપગ ધર્મ-માર્ગે આગળ બઢાવે

કેવુ અદ્‌ભુત માર્ગદર્શન! કરૂણા સભર હૈયાના સરોવરમાથી ખળખળ વહી જતુ આ પ્રેરણાનુ નીર અમારા સતાપોને હળવા કરી દે છે કર્મના ભારથી ગભરાઈ ઉઠેલા અમને આશ્વાસન આપે છે

હિતવત્સલ વિભૂ! આપની આ મગળ વાણી સર્વનુ કલ્યાણ કરો! સર્વનુ શ્રેય કરનારી બનો! આપે અમારા કલ્યાણની ભાવના સતત ભાવી અનતાનત પરમેષ્ઠિ-ભગવતોએ દીન-દુખિત બનેલા, સસાર ભાવમા ભારે

ભાર ખૂપી ગયેલા, ઇન્દ્રિઓના ગુલામ બનેલા અમારી ઉપર કરૂણા નજર નાખી, અમારા-ઉદ્ધાર માટે આપે સંકલ્પ કર્યો એ સંકલ્પને સફળ બનાવવા સમગ્ર વિશ્વનુ યથાસ્થિત દર્શન અનિવાર્ય માન્યુ યથાસ્થિત દર્શન વિના સુખ દુખના કારણો શે જણાય? કાર્ય કારણ ભાવની કડીઓ શે' સમજાય! ખેર, એ કૈવલ્યની પ્રાપ્તિ માટે આપે ભારે પુરૂષાર્થ કર્યો અને અંતે અમારા જેવા સર્વના ઉદ્ધારને કરનારી, સર્વના શ્રેયને સાધનારી, સર્વના સર્વ દુખોની જડ ઊખેડી નાખનારી મંગળ-વાણી આપના શ્રી મુખેથી વહેવા લાગી સમગ્ર વિશ્વમા એ વહી ગઈ જેણે એ મંગળ-સરિતાના નીર પીધા એ સર્વના કલ્યાણ થઈ ગયા!

કરૂણા સિન્ધો! આ આપનુ સ્વરૂપ મને કદાપિ સમજાયુ ન હતુ આપ મારા અસીમ ઉપકારી છો એ વાત મને સ્વપ્ને ય જાણવા મળી ન હતી, અને તેથી જ આપની ઘોર અવજ્ઞા કરી, અને એકાંત હિતકારિણી આજ્ઞાને ઉપેક્ષીને સંસાર ભાવોમા હુ બેધડક ધસી ગયો મે મારા જીવનની એકેકી પળ એ પાપોના સ્પર્શે કલંકિત કરી નાખી ખેર હવે ભૂતકાળને શું રડુ? આજે આપ સમજાયા છો, એટલે મારૂ દિલ નાચી ઊઠે છે, હવે તથાભવ્યત્વને પકવી દેનારી (૧) શરણાગતિ (૨) દુષ્કૃત ગર્હા અને (૩) સુકૃતોની સેવનાને સ્વીકારીશ, મારા શેષ જીવનમા આજ મારૂ એકનુ એક કાર્ય બની રહો, મને કોઈ સંસાર-ભાવ ન સ્પર્શો, સદૈવ

હુ વિકાસના માર્ગે આગેકૂચ કરતો રહુ એજ મારી એકની એક કામના છે

દેવાધિદેવ! આપનુ સ્તવન, આપના ગુણોનુ કીર્તન, આપનુ સાન્નિધ્ય, આપનુ ધ્યાન આપનુ ગાન મને અચિન્ત્ય આહલાદ આપે છે આજે તો આપનુ કીર્તન-ભજન એજ આપની શરણાગતિ બની રહો અને આવતી કાલે એમાથી સક્રિય સાધના રૂપ પ્રકૃષ્ટ શરણાગતિ મને પ્રાપ્ત થાઓ

આપની આ સ્તવનાથી, આપના ભજનીયા ગાવાથી આપના નામનો અહર્નિશ જાપ જપવાથી એવુ પ્રચણ્ડ બળ ઊત્પન્ન થઈ જાઓ જે મારામા સમ્યક્ત્વ-ધર્મ લાવી મૂકે, દેશવિરતિ ધર્મ પણ ખેંચી લાવે સર્વવિરતિના શ્રેષ્ઠ ધર્મને પણ સાધી આપે અરે! મારા જનમ-જનમના દારિદ્ર ફેડી નાખે અને મારી એ વિશુદ્ધ ધર્મસિદ્ધિ, વળી કેઈ આત્મા ઓના વિશુદ્ધિકરણમા કારણ બને એ રીતે સમગ્ર વિશ્વ ઉપર વિશુદ્ધિનો પ્રયોગ વ્યાપતો જાય એક જ દીપ જલી જાય તો સેકડો બુઝાયેલા દીપને સ્પર્શ માત્રથી જગવી જાય, એમાનો એકેકો દીપ વળી સહસ્રોના પ્રકાશ ચોમેર રેલી દે

યોગીશ્વર! આપના કયા ગુણોનુ કીર્તન કરૂ! અનત ગુણોના આપ સ્વામી છો, પ્રત્યેક ગુણ સમગ્ર વિશ્વના અદ્ભુત આકર્ષણ રૂપ બની જાય તેવો છે કેવી આપની

કરૂણા! કેવુ આપનુ સુખ! કેવુ આપનુ વૈરાગ્ય! કેવુ આપનુ વીર્ય! વિકારી વિશ્વ પણ આ ગુણોના પ્રકર્ષને જોઈને અજાઇ જાય છે આપને નમી પડે છે આપ એમને જીતી લો છો પણ પ્રભો! બીજા ગુણોથી તો ભલે આપે વિશ્વને જીતી લીધુ એમા તો બહુ મોટી નવાઈ નથી પણ આપની આ ઉદાર અને શાન્ત મુદ્રાએ જ આખા વિશ્વને દંગ કરી મૂક્યુ છે ધર્મો તો ઘણા જોયા ધર્મના પ્રણેતાઓ પણ જોયા, કિન્તુ ક્યાય મારૂ ચિત્ત ન ઠર્યું ક્યાક દેવ સાથે દેવી ઊભા હતા ક્યાક દેવોના હાથમા વિનાશક શસ્ત્રો હતા, ક્યાક પગ નીચે રાક્ષસોને કચડી નાખવામા આવ્યાનુ દૃશ્ય હતુ તો ક્યાક આખોમા ક્રોધનો સાગ ધૂધવાતો દેખાતો હતો અરે! ક્યાક તો દેવોના લિંગનુ અત્યન્ત બિભત્સ દર્શન થઈ જતુ હતુ ક્યાય ન હતી એ તારા ઉદારતા ઝરતી દૃષ્ટિ અને ન હતી એ પ્રશમ-રસની શાન્તિ ન હતી એ પ્રસન્નતા, અને ન હતી એ મુખની ગંભીરતા કૃપાલો! તારી મુદ્રાના કામણમા જ હુ તો અટવાઇ ગયો છુ તારી મુદ્રાની આ મોહિની મારા મનમાન્યા સુખોને ય ભુલાવી દેવા સમર્થ બની છે અને અહીથી ખસવાનુ મન થતુ નથી બસ સદૈવ તારૂ વદન કમળ ટગર ટગર જોયા જ કરુ તારો દાસ બનીને તને શરણાગત રહુ!

માનવ જીવન રૂપ ચિન્તામણિ રત્ન મેળવ્યુ પણ ઇન્દ્રિઓના ભોગમા લલચાઇને અગણિત માનવોએ એ રત્ન

કરડે નાખ્યુ ' અમૃતનો કુભ ઢોળી નાખ્યો વિશ્વવદ્ય
મને ખામ્યા પછી પણ આ ભોગોમા લલચાઇને જાતને
ખાડામા ઉતારી લસલસતા સૌન્દર્ય ભરી ચામડીમા અમે
ભૂલા પડચા, રસનાના રાગમા રગદોળાઈ ગયા, સ્પર્શની
મોહિનીમા મોહાઈ ગયા જે ભોગો નાશવત હતા એમા
અમે અટવાઈ ગયા અને જે આત્મા અમર હતો એનો
કદી પણ વિચાર ન કર્યો અદ્ભુત જીવન મળ્યુ હતુ પણ
આ વિષયભોગોના બદલામા વેચી માર્યું એનુ લીલામ
કરી નાખ્યુ

દૈવી હદ બહારની ભુખાઈ થઇ ગઈ રસોઈ કરવા
અગ્નિની જરૂર પડી અને ઘરમા ક્યાય ન મળી એટલે
શીર્ષ ચન્દનના બહુમૂલ્ય લાકડા બાળી નાખ્યા અને રાખ
બનાવીને રાજી થયા

બકરા માટે ઐરાવણ હાથી વેચી દીધો! એરંડો
વાવવા માટે જગા ન મળી એટલે આગણે ઊભેલા કલ્પ
વૃક્ષને મૂળીયાથી ઊખેડીને ફેંકી દીધુ તુચ્છ વિષયાસક્તિને
પૂર્ણ કરવા માટે અમે અમૂલ જીવનની પળે પળ બરબાદ
કરી નાખી એટલુ તો ઠીક; પણ કૃપાલુ! આપની પણ
અવગણના કરી આપની વાણીને ય ઉપેક્ષી અને ઇન્દ્રિયના
રાગમા આડખીલી રૂપ બનતી એ વાણીને અવ્યવહારૂ, પણ
કહી નીધી ધર્મને પણ અમારા વ્યવસાયમા કુરસદે કરવાની
ચીજ તરિકે સ્વીકાર્યો જેને માટે સમગ્ર શક્તિ કુરબાન

કરવાની હતી, જેના ચરણે સઘળુ ય ધન ન્યોચ્છાવર કરી દેવાનુ હતુ તે ધર્મને જ અમે ઉપેક્ષ્યો અમારા વિષય ભોગની મોજ માણવા માટે

ધર્મનો સ્વીકાર કરવા જઈએ તો આ ભોગ-સુખ અવગણવા પડતા હતા, તપ અને શીલ, દાન અને ધ્યાન જ અમારૂ જીવન બનતુ હતુ એ અમને ન રુચ્યુ, એટલે જ અમે જમાનાવાદી બન્યા, દેશ-કાળ જોનારા બન્યા, અને એના નામે ધર્મને ધક્કો મારી દીધો! અમારા જ જીવન સાથે કેટલી ભયકર રમત રમાઇ ગઈ!

પ્રભો! કેટલાકો તો આથીય આગળ વધ્યા ભોગોને રોગ કહેનારા આપને ય એમણે વગોવ્યા આપના તરફ ધિક્કાર વરસાવવા લાગ્યા આપને ગાળો ભાડવા માડયા

ધન્ય હો તે આત્માઓને કે જેમણે આપને પ્રાપ્ત કરીને જીવન કૃતાર્થ બનાવ્યુ, આપના ચીંધ્યા માર્ગે ચાલીને જીવન ધન્ય બનાવ્યુ, આપે બતાવેલા ઔષધો લઈને આત્માને તદ્દન નિરોગી બનાવ્યો મારા તેમને અનતશ નમસ્કાર હો! તે પરમ પવિત્ર આત્માઓને અનત વદનાવલિ હો! તે વિશુદ્ધ આત્માઓની સતત ઉપાસના પ્રાપ્ત થતી રહો એ સયમ-પૂત ચરણોની રજ પણ અમારા માથે પડે તો ય ધન્યતા અનુભવીએ! અરે! જે ભૂમિને તેઓ સ્પર્શ્યો એ ભૂમિ પણ વદ્ય બની ગઈ એ ભૂમિને ય અમારા કોટિ નમસ્કાર હો

વિશ્વ વત્સલ વિભૂ ! આપનુ જીવન, આપનુ વચન, આપનુ સ્થાપિત શાસન તો અમારે વદનીય-પૂજનીય છે જ, પણ આપના માત-પિતા કે જેણે આપને જન્મ આપ્યો એય વદ્ય છે આપનુ દેવદૃષ્ય પણ પૂજનીય છે જેણે આપના પુનિત-દેહનો સ્પર્શ મેળવ્યો, એ સુવર્ણ કમલ પણ વદનીય છે, જે વિશ્વોદ્ધારકના ચરણો ચૂમે છે, એ દેવોના મુકુટ પણ અર્ચનીય છે જેઓ આપના ચરણોમા નમે છે

શુ કહીએ, વિશ્વેશ્વર ! અમને તો નથી આપ મળ્યા, નથી આપના ચરણો ચૂમતા ગણધર-ભગવ તો મળ્યા, નથી તો આપના પ્રશિષ્યો ય મળ્યા કશુ ય નથી મળ્યુ છતા ય અમારો જન્મારો સફળ થયો છે, કેમકે આવા જડના વિલાસથી ખદબદી ઊઠેલા વિશ્વમા પણ આપના વિશુદ્ધ ચૈતન્યના ગુણગાન ગાવાને અમારી જાત તલસે છે, એ ગુણો ગાતા અમારૂ હૈયુ નાચી ઊઠે છે, અમને ભલે કશુ ય નથી મળ્યુ પણ આપના ગુણોના કીર્તન કરવાની ભાવના મળી છે એજ અમારા માટે ઘણુ છે અમે અમારી જાતને ધન્ય માનીએ છીએ, કૃતપુણ્ય માનીએ છે, કૃતાર્થ માનીએ છીએ, અનાદિ કાળથી જડના જ રાગમા રગદોળાયાને, વિરાગીના ગાણા ગાવાનો મનોરથ જાગે જ શી રીતે ? વીત રાગ-ભગવ તોના પક્ષપાતનો ભાવ પણ શે જન્મે ? એમા ય આજના પ્રત્યક્ષ-સુખવાદી વિશ્વના તો આ વાતો ય હાસ્યા

સ્પષ્ટ બને છે ત્યા વળી વીતરાગના ભજનીયા તો કેટલા દુર્લભ હોય ?

વિશ્વપતિ ! ગમે તેટલા કાળા કરમ કરીને આવ્યો હોઈશ, અને આ જીવનમાય કામ ક્રોધના આકરા તુફાનોમા ભીંકાયો હોઈશ છતા ય આડા કે સીધા હાથે એવુ કાઈક સત્કર્મ તો જરૂર કરીને આવ્યો છુ કે જેના યોગે તારી પ્રતિ મારૂ દિલ ખેચાયા કરે છે પાપ કરતા દિલ ડખાય છે, પગ ભારે થઇ જાય છે, અને હૈયામા ચીરાડો પડી જાય છે

એટલે જ હજી પણ આશા છે જીવનના વિકાસની અને વાસનાના વિનાશની પ્રભો ! આપનો જરાક સાથ મળી જાય જરાક ટેકો મળી જાય, જરાક મારી ઉપર નજર પડી જાય તો મરતા મરતા ય આપનો આ બાળ કાળા કર્મોનો ભુક્કો બોલાવી દે તેવુ સામર્થ્ય ધરાવે છે વાસનાઓને બાળી નાખીને ભડથુ કરી દેવાની હિંમત ધરાવે છે

ગરીબ નિવાજ ! કરુણાની એક જ નજર, કે કો, બે જ મીઠા બોલ સેવકોને કહો, છેવટે સ્વપ્નમા ય પધારીને દર્શન દઈ જાઓ આટલુ તો મારા માટે બસ થઇ જશે આપનુ ધન્ય મિલન મારામા અગણિત ઉત્સાહ પૂરી દેશે પાપ-લીલાઓથી ગઈ કાલ ભલે ભરપૂર હતી પણ, આજ તો આતર-મસ્તીથી ખીચોખીચ બની જશે.

ગમે તેવો છુ તો ય આપનો દાસ છુ
ગમે તેવો છુ તો યઅ ત્તરથી તો આપનો જ પક્ષપાતી છુ
ગમે તેવો છુ તો ય ગુણો તો આપના જ ગવાનો છુ

મારા અ તરના નાથ ! જન્મ્યો ત્યારથી આજ સુધીના મારા જીવન ઊપર એક દષ્ટિ ફેરવી જાઉં છુ ત્યારે મને એમા કેટલેક ઠેકાણે તારા પ્રતિની આશામા જાગેલી અનોખી ભક્તિ દેખાય છે, વીર્યનો ઉછાળો જણાય છે, ક્યારેક તો હુ ગાડા જેવો બની જઈને તને ભેટી પડ્યો હોઉં તેવુ પણ દેખાય છે તીર્થોની યાત્રાઓના પ્રસ ગમા તો ઘણી વાર હુ મારૂ ભાન પણ ખોઈ બેઠો છુ, સઘળુ ય ભૂલી જઈને તુહી તુહી તુહી કરતો તારામા ઓતપ્રોત થઈ ગયો છુ, તે બતાવેલી આરાધનાઓમા ય મે ઘણીવાર મદ મસ્ત આન દ અનુભવ્યો છે, મારા શુભ ભાવોની છોળો ઊછળી છે, કયારેક તો છુટા હાથે દાન વહેવડાવ્યુ છે ધન ઉપરનો અસીમ રાગ હોવા છતા તારી આજ્ઞાનુ પાલન કરવામા મૈ કેટલીક વાર તો કમાલ કરી નાંખી છે, એજ ધનને ધક્કો માર્યો છે કરૂણાનિધિ ! મારા સમગ્ર જીવનમા આવા આહ્લાદ તો મે અનેક વાર અનુભવ્યા છે એવી તો અનેક પળો આવી ગઈ છે જેમા તારી યાદ આવી હોય અને મારા રોમાચ ખડા થઈ ગયા હોય, તારા શાસનની સેવા કરવાનો અણમોલ અવસર પ્રાપ્ત થયો હોય અને હું બધુ ય પડતુ મૂકીને દોડી ગયો હોઉં, તારા

પગલે પગલુ દબાવતા એ સતોના ચરણોમા મારૂ શીર નમાવતા મે જીવનની ધન્યતા અનુભવી હોય ! હા, ખરેખર આવી મસ્તી તો મે ઘણીવાર અનુભવી છે જીવનના આ પ્રસગોને યાદ કરૂ છુ અને હૈયુ નાચી ઊઠે છે

પણ તરણુતારણુહાર! આજ જીવનની બીજી પણ પળો તરફ નજર કરૂ છુ અને ઢગલો થઇને જમીન ઊપર બેસી જઉ છુ લમણે હાથ દઈને સૂનમૂન થઈ જઉ છુ મારી હતાશાનો કોઇ પાર રહેતો નથી મારા ઉદ્વેગની કોઈ સીમા દેખાતી નથી આવી ઉજળી બાજુવાળા, એજ મારા જીવનની બીજી બાજુમા મશીના કાળા કુચડા ફરી વળેલા દેખાય છે

એક હાથે મને દાન અપાવ્યુ છે, તો બીજા હાથે કારમી લોભવૃત્તિએ સેકડોના ખીસા કતરાવી નાખ્યા છે, મારી પાસે જરૂર કરતા વધુ ધન-ધાન્યાદિ હોવા છતા મારી અદમ્ય લોભવૃત્તિ તૃપ્ત કરવા જતા મે કાઇ પણ કાળુ કામ કરવામા બાકી રાખી નથી અનાદિ કાળના આ કુસસ્કારોએ મને મૂર્છિત કરી નાખ્યો છે નથી દેખ્યા મે જીવોના દુ ખ, નથી જોયા એમની આખના આસુ, નથી જોયા એમના ચીથરેહાલ કપડા કે નથી જોયા એમના ભૂખ્યા પેટ કે શેર માટીનુ એનુ સતાન કટકી રોટલા માટે ટળવળતુ જોયુ માત્ર મારૂ સુખ! મારી ઈચ્છા! મારી અદમ્ય વાસના! જીવોના જીવત્વની મે' અવગણના કરી

એમના દુખ તરફ મે આખ મીચામણા કર્યા અને રાતને દિ' મારી ઈચ્છાના પેટ પૂરવા મથતો રહ્યો!

એક બાજુ શીલ-ધર્મની વાતો સાભળી, શીલવાન પુરૂષોના જીવનો સાભળ્યા અને મને ય એમ થઈ ગયુ કે આ શીલ-સત્વ તો હુ પણ સિદ્ધ કરૂ આવુ બ્રહ્મચર્ય પાળીને રૌરવ નરકોના દ્વારે ખભાતી તાળા લગાવી દઉ મારા જીવનનુ સાધ્ય બનાવી દઉ બસ શીલ-શીલ અને શીલ, તનથી, મનથી, અને વાણીથી પણ અફસોસની વાત બની કે જ્યા કોઈ રૂપ-મારી નજરે ચડયુ કે મન ભિછળ્યુ આખો સ્થિર થઈને ત્યા જ ચોટી ગઈ અનેક પાપ-વિચારોએ મારો કબજો લઈ લીધો આવુ તો અનેકાનેક વખત મારા જીવનમા બની ગયુ એ વખત મને કશુ ય ભાન ન રહ્યુ

પ્રભો! આ શુ!

એક બાજુ તારી આજ્ઞાને સાધી લેવાનો ભવ્ય મનોરથ જાગે અને બીજી બાજુ પાપ-વિચારો એ મનોરથના ચૂરે ચૂરા કરી નાખે ઊચે ઊચે જવાનુ અને ઊડે ઊડે પટકા ખાનુ! કૃપાનાથ! આથી જ હુ હતાશ થઈ ગયો છુ મે ઘણી વાર ઉચ્ચ આદર્શો બાધ્યા છે, અનેક વાર મારા જીવનની ઊધી દિશા બદલી નાખવાના દઢ સકલ્પો કર્યા છે, પરન્તુ જેમ જેમ વધુ મજબુતાઇ કરતો ગયો તેમ તેમ વધુને વધુ ઢીલો પડી ગયો છુ કામ-ક્રોધે મને ખૂબ આક

ળાવી મૂક્યો છે લોભે મને ગૂંગળાવી મૂક્યો છે માયા-પ્રપંચે તો મારું સત્યાનાશ કાઢી નાખ્યું છે

ત્રિભુવનપતિ! મારા જીવનના પાપોની કાળી-કથા કહું તો દુનિયા મને ફીટકારે, મારા ઉપર ધિક્કાર વરસાવે તેવું છે તે કર્મ-કથા તો હું કહેવાને ય અશક્ત છું

ધિક્કાર હો મારા કર્મોને! ધિક્કાર હો મારી જાતને! ધિક્કાર હો મારા ભવને!

ક્ષણમાં આંખોના ભવા ચડી જાય તો, ક્ષણમાં રાજીનો રેડ થઈ જાઉં, ક્ષણમાં જાતને સુખી સુખી માનું, અને ક્ષણમાં એ જ જાતને દુઃખી દુઃખી કલ્પું છે કાંઈ ઠેકાણું મનનું! એની કલ્પનાઓનું! એના તરંગોનું! ક્ષણમાં ક્રોધનો ભરેલો-અગ્નિ બની જાઉં! ક્ષણમાં ક્ષમાનો સાગર બની જાઉં! ક્ષણમાં રોષ, ક્ષણમાં તોષ!

માનવ જેવો માનવ બન્યો એ તો ઠીક પણ મોહ નિર્જેતા પરમાત્માનો દાસ બન્યો તો ય મોહ મને નચાવે, ઝુલાવે! કુટિલતાના દાની જેમ મારી હેરાફેર કરે! અને તેમ છતાં મારી કરુણ દશાનું મને ભાન ન થાય! જીવનના ઉજાસ-કાળમાં ય મોહથી કરાતી મારી ક્રુર મશ્કરીઓનો મને ખ્યાલ સુદ્ધાં ન આવે! વિશ્વના મેદાનમાં મારી બુદ્ધિ મત્તાની હું શાબાશી લઈ રહ્યો છું, દુર્નેહ વૃત્તિને હું હાર પહેરાવું છું! ઓહ! શું થશે મારું? હજુ પણ હું તો પાપ-કર્મોમાં વીરતા અને શૂરવીરતા પ્રગટ કરી રહ્યો

છુ મારા આતર ઘરમા જ જે મોહે ધર્મસાણુ મચાવી દીધુ છે એની સામે હુ આખ પણ ઊંચી કરી શકવા કાયર છુ! આખા દેશમા ખ્યાતનામ બનેલા ઘરમાં જ મારી આ અવદશા! અને છતા તેનો મને વલવલાટ પણ નથી! તેનુ દુ ખ નથી! તેનો અજંપો નથી!

તારક દેવાધિદેવ! વાનર કરતા ય વધુ ચ ચળ છુ, એક ક્ષણ પણ તારા નામ જાપમા સ્થિર રહી શકતો નથી ભેસ કરતા ય વધુ ગ દો છુ પાપ વાસનાના કાદવોમા જ ગળાબુડ પડી રહ્યો છુ વાઘ અને સિંહ કરતા ય વધુ ક્રૂર છુ, પેટ ભરાએલુ હોય તો પણ કોઈ શિકારને જતો કરવા તૈયાર નથી શિયાળ કરતા ય વધુ કપટી છુ, ધર્મીના બિલ્લા લઈને આખા ય જગતને ઠગી રહ્યો છુ ગમે તેમ હશે, ગમે તેવો હોઇશ, મને તેનુ ઝાઝુ આશ્ચર્ય નથી આશ્ચર્ય તો એ જ વાતનુ થયા કરે છે કે ત્રિભુવન પતિ દેવાધિદેવને મેળવ્યા અત્ય ત અહગ્રહ એમની નિર્મળ વાણી આસ કરી પછી પણ આ મોહરાજા મારી પાસે મનથી વાણીથી, અને કાયાથી કુકર્મ કરાવી ગયો!!! આ તે શી રીતે બને!

અમૃતનો કળિયો પણ લઈ લીધો હોય પછી વિષનો કુભ ગટગટાવી જઈએ તોય એ વિષ શુ કરવાનુ હતુ!!

પણ મારા સ બ ધમા આ શુ બન્યુ! કૃપાનિધિ! આ વાત મને ન સમજાવો! મોટી મોટી આશા લઈને મે

હતુ -અસીમ પ્રેમ વહાવતુ મોહક સ્મિત! ન મળે કોઇ સ્ત્રી ખોળામા, ન મળે! વિકાર આંખની એકાદ પાપણમા! મોહ વિજેતા જ મારા રત્નોનુ રક્ષણ કરી શકે! એનુ માત્ર નામ-સ્મરણ જ મોહને ભગાડી મૂકવા બસ થઈ પડે! અને મારા રક્ષક તરિકે, મારા અનન્ય તારક તરિકે, મારા જીવનના પ્રાણસમા મે આપને સ્વીકારી લીધા હતા અશરણશરણ! આ છે મારી જૂગ જૂની વાત! મારે તો હવે આપને એ પૂછવુ છે કે શુ આપની હાજરીમા જ આપના લક્ષ-લક્ષ જપનમા જ, આપના ભજનીયા ગાવામા જ પેલો મોહ મારા રત્નો લઈ જાય ખરો! ઇન્દ્રના વજ્રથી પણ અમોઘ મારી શ્રદ્ધાને ઉઠલી જાય એમ બને ખરૂ!! કાજળની વર્ષાથી પણ ન ખરડાતા મારા નિર્મળ જ્ઞાનને હરી જાય! ૨૦૦ મેગાટન બોમ્બ પણ જેનો કણિયો ન ખેરવી શકે તેવુ લોખંડી ચારિત્ર્ય ઘડી-બે ઘડીમા એ રેસી પીસી નાખે!

પ્રભો! આ કલ્પના પણ હુ કરી શકતો નથી, મને તમ્મર આવી જાય છે!

મારે એ દોષ આપના શિરે નાખવો નથી આપ તો મારા તરણ તારણહાર છો એમા મને કોઇ સદેહ નથી, પરન્તુ મારો અગાધ પરિશ્રમ છતા જ્યારે આ મોહ મને થપ્પડ મારે છે, મારી ક્રૂર મશ્કરી કરે છે, મને વિકારી બનાવી મૂકે છે ત્યારે આપની ઉપર રોષ આવી જાય છે

કે આપ કેમ મારૂ, રક્ષણ કરતા નથી દાસનુ ભક્ષણ થતુ હોય તે વખતે ય સ્વામી એનુ રક્ષણ ન કરે, અને માત્ર જોયા જ કરે તો એ સ્વામી પણ કેવુ ? એ રાગદ્વેષનિવારક! આપની સપૂર્ણ કરૂણા-ભરી નજર મારી ઉપર હોવા છતા મારી જ કયાક ભૂલ થતી હશે, કે જેથી હુ આ રીતે મોહની જાળમા ફસડાઈ પડુ છુ, મારૂ જ કોઈ દુષ્ટ-તત્ત્વ મને શાપ દઈ રહ્યુ હશે, પછી આપ શુ કરી શકો ?

સૂર્ય ચોમેર પ્રકાશ રેલાવતો રહો પણ ઘૂવડ જ ન દેખે, તેમા સૂર્યનો શો દોષ!

ગમે તેમ હોય, પણ મારા નાથ! આપના સિવાય આ વિશ્વમા મારૂ કોઈ નથી મારી તીજોરીમા સેકડો રત્નો પડયા હશે પણ એ બધા કરતા ઘણી વધુ કિંમત આ ત્રણ રત્નોની છે, એ હુ બરોબર સમજુ છુ હુ સાંસારિક રગ રાગમા ગમે તેટલો ડૂબી જાઉ છુ, તેમ છતા મને તો આપે બતાવેલા માર્ગ ઉપર જ ભારે પક્ષપાત છે હુ આપનો અવ્વલ પક્ષપાતી છુ મારી અનાદિની અવળી ચાલ ભલે મને અવળે રસ્તે ઢસડી જતી હોય પણ મારૂ મન, મારી નજર તો તે તરફ છે જ નહિ એ ચોટી છે માત્ર આપનામા અને માટે જ હુ આપને એટલુ કહેવાનો અધિકાર ધરાવુ છુ કે હે કૃપાલુ! મે આપના ચરણ પકડયા છે એ ચરણ હુ કદી છોડવાનો નથી, ગમે તેટલી આપત્તિઓમા, અરે! મૃત્યુ સામે આવીને આટા મારશે તે

આ વિશ્વમા કૃપા સભર કોણ છે ?' અને સાથે એ પણ કહી દઉં કે મારા જેવો કૃપાપાત્ર પણ બીજો કોણ હશે? અત્યન્ત બેઢંગી સ્થિતિમા જેવો હુ ફસાયો છુ તેવા કદાચ કોઈ ફસાયા નહિ હોય. મે જે દુષ્કર્મો કર્યા છે એવા કોઈએ નહિ કર્યા હોય, મે જે પ્રપંચો ખેલ્યા છે એવા કોઈએ નહિ ખેલ્યા હોય 'હુ' સહુનુ ખાઉ અને મારુ ખાય તેનુ નખ્ખોદ જાય' એવી ભાવનાઓ સતત ભાવનારો મારા જેવો અભાગીયો કોણ હશે! આપના જેવા તરણ તારણહારની અવજ્ઞા કરનારો મારા જેવો નરાધમ તો આ વિશ્વમા બીજો કોણ હશે?

હે પતિતપાવન ! જો આપ કૃપાતત્પર છો તો હું કૃપાપાત્ર છુ આપ મારી ઉપર અવશ્ય કૃપા ઉતારો મારા જીવનની સઘળી વિષમતા ટાળી નાખો મારી પાપ-વાસનાઓને શાન્ત કરો મારી ચિત્ત-વૃત્તિને નિર્મળ કરો મારા પ્રતિ નો ઉદાસ ન જ રહો

દિનબંધો ! આપની શરણાગતિમા તો આપનુ કીર્તન હોય, સ્તવન હોય, પણ મને લાગે છે કે શરણાગત જો પોતાના દુષ્કૃત્યોને શરણ્યની પાસે પ્રગટ ન કરે; પોતાના અંતરનો શુભ અનુમોદનનો ભાવ પણ ન જણાવે તો એ સાચો શરણાગત નથી શરણાગતે તો અંતરના વિકાર--રોગો જણાવવા જોઈએ, અને સુકૃતાનુમોદન રૂપ નીરોગિતાનુ તત્ત્વ પણ બતાવવુ જોઈએ આ સમજણથી, અને સાથે-

સાથે તથાભવ્યત્વનો પરિપાક કરવાના હેતુથી જ આપની પાસે મારા દુષ્કૃતોની ગર્હાદિ કરવા સહજ રીતે પ્રેરાઈ જાઉ છુ

મે પૂર્વે જ કહ્યુ છે કે મારા જીવનમા અજ્ઞાન અને વિપરીત જ્ઞાનના યોગે મે અગણિત પાપો કર્યા છે જડના રાગ કરવામા મે બાકી રાખી નથી, તેમ જીવો પ્રતિ દ્વેષ કર વામા કમીના રાખી નથી મારી ઈચ્છાઓનુ ખપ્પર પૂરવા ખાતર મે શુ નથી કર્યું એની જ મને ખબર નથી અનુભવે જાણ્યુ છે કે આ ઈચ્છાઓનુ ખપ્પર તળીયા વિનાનુ છે, એમા ગમે તેટલુ નાખીએ તો ય એ કદી પુરાય નહિ, એથી જ આજે પણ આ ઈચ્છાઓ શમી નથી મારે જોઈતી હતી માત્ર સાડા ત્રણ હાથની જગ્યા પણ મારી ઇચ્છાઓ તો સાડા ત્રણ માળમા સાડા ત્રણસો મહેલમા ય રહી શકી નથી મારે જોઈતુ હતુ પેટ પૂરતુ ખાવા પણ ઈચ્છાઓ તો પ્રતિપળ ગમે તેટલુ ખવડાવવા છતા ભૂખીને ભૂખી જ રહી કેમ જાણે છપ્પનીયા દુકાળમાથી ન આવી હોય! હજુ એની ભૂખ મટતી નથી અતૃપ્તિની આગ હવે તો વિરાટ ક્ષેત્રમા વ્યાપી ગઈ છે આકાશ સમી અનત ઇચ્છાનો અ ત લાવવા માટે મે કમર કસી છે અને એ અ ત પણ એને તૃપ્ત કરીને લાવવાનો જાણે મે નિર્ણય ન કર્યો હોય એ રીતે હુ સમગ્ર જીવન, સમગ્ર જીવન-શક્તિનો વ્યય કરીને સઘળુ ય મારા ઘરમા ઠાલવતો જ આવ્યો છુ

પણ અફસોસની વાત છે કે આપે જણાવેલી પેલી કપિલની બોધકથા હજુ મને સમજાતી નથી

અશરણશરણ! આ ઈચ્છાઓ પૂર્ણ કરવાના મિથ્યાજ્ઞાને મારી ઘોર ખોદી નાખી છે મે સાભળ્યુ હતુ કે ઈચ્છાની શાન્તિ ભોગથી નથી કિન્તુ ત્યાગથી છે, પરન્તુ મે એક પણ વાર એ વાતને લક્ષ્યમા જ લીધી ન હતી આજે મારૂ શરીર ક્ષીણ થયુ, મારી શક્તિઓ હણાઈ, ગાત્રો કરમાયા, ચામડીઓ લચી પડી, દાત પણ પડવા લાગ્યા બધાયને કાળની થપ્પડ લાગી બધાય ઘરડા થયા પણ ઘરડી ન થઈ મારી ઈચ્છાઓ, એ તો જેમ કાળ જાય છે તેમ જુવાન થતી જાય છે હવે શુ કરવુ? જીવન પૂરૂ થઈ જશે, ઈચ્છાઓ અધુરી રહી જશે અધૂરી ઇચ્છાની વાસ નાઓ જીવનોના જીવન સુધી મારી કમ્મર ભાગી નાખશે મને દુખી દુખી કરી મૂકશે

એકેકી ઈચ્છાએ પોતાની પૂર્તિ માટે મારી પાસે પાપ કરાવ્યા છે કાઇ! અને તેય કેટલા! અગણિત પાપો, અને તે પણ અધમાધમ કોટિના

પ્રભો! મને સમજાતુ નથી કે મે આ અવળો માર્ગ કેમ અપનાવ્યો? ખેર, ભલે અપનાવ્યો પણ એ માર્ગે ફાવટ નહિ આવે એવુ સમજ્યા પછી પણ મે આધળુકીયા કરીને કેમ દોડયે જ રાખ્યુ? આપના ગગન ભેદી અવાજ સાભળ્યા "સબૂર! સબુર! રૂક જાઓ!" છતા ય હુ કેમ

ન અટકયો! મે આપ કરૂણા સાગરની પણ શાથી અવગણના કરી!

જીવનના આરે આવીને ઊભો છુ હવે મારી દયા કોણ ખાશે? મરીશ ત્યાર પછી પણ મારા માટે બે સારા બોલ કોણ બોલશે? આડા હાથે કરી દીધેલો થોડો અમથો ધર્મ અને બહુ જ વ્યવસ્થિત રીતે કરેલા કાળા કામ એ બેમા કોણ ગવાશે?

નિરજન! આપ તો સર્વજ્ઞ છો, આપનાથી કશુ ય અજ્ઞાત નથી આજે તો હવે આ બધાય પાપોનુ મિથ્યા દુષ્કૃત દેવા રૂપે આપને મન-વચન અને કાયાથી જણાવુ છુ કે હવે એ મારા પાપો મિથ્યા થાઓ હૈયાના વિશુદ્ધ ભાવથી ફરી જણાવુ છુ કે એ મારા સમગ્ર દુષ્કૃતો મિથ્યા થાઓ મારા આત્માના પ્રદેશે પ્રદેશેથી પોકાર કરીને હજી એકવાર જણાવુ છુ કે મારા બધા ય પાપો મિથ્યા થાઓ. ફરી કદી પણ એ પાપ-ક્રિયા હુ ન કરૂ એ પાપ-વાસના પણ ન ભાવુ એ પાપ-વિચાર વાણીમા ય ન લાવુ મારો ભૂતકાળ ગમે તેટલો પાપથી ખરડાયેલો હોય પણ મારા વર્તમાનમા એ પાપ કદી નહિ થાય, અને મારા ભાવિના અકળ ધ જીવન કાળમા એ પાપનો પડછાયો પણ નહિ પડે એવો હુ દૃઢ સ ક પ કરૂ છુ

મારા સઘળાય દુષ્કૃતો મિથ્યા થાઓ મિથ્યા થાઓ મિથ્યા થાઓ

મન-વચન અને કાયાના ત્રિવિધ યોગ પૂર્વક તદ્દન નિર્દભપણે મિથ્યા દુષ્કૃત કર્યા સિવાય હવે મારી પાસે બીજો કોઇ માર્ગ રહ્યો નથી

જગદીશ્વર! હુ માનતો હતો કે આ બધા ય મારુ શરણુ છે મારો વાળ વાકો થાય તેમ નથી પણ મને આજે જ સમજાયુ કે મારા આ પાપમા કોઈ ભાગીદાર થવાનુ નથી એ તો મારે જ જવાનુ દુર્ગતિના ખાડાઓમાં, અને મારે જ ત્યા ભોગવવાનુ ભયકર દુ ખ કે જેનો વિચાર કરતા પણ હૈયુ ધ્રુજી જાય, છાતીના પાટીયા બેસીજ જાય! આ વિશ્વમા જે અશરણ્ય હતા એમને શરણ્ય માની બેઠો અને એમની પાછળ ભટકતો રહ્યો, એમને જ જોતો રહ્યો માન સુખના સાધન તરિકે આ અજ્ઞાને જ મારા જીવનને ખુવાર કરી દીધુ શરણ્ય હતા આપ, છતા આપને તો મે માન પત્થરનુ પૂતળુ જ માની લીધા અરે! ઘરમા પડેલા નયા પૈસાની કશીક કિંમત મે માની પણ એટલી ય આપની કિ મત હુ ન સમજ્યો

અકારણ વત્સલ! બહુ ભયકર ભૂલો કરી ચૂકયો છુ અઘોર અજ્ઞાને મારા જીવનને રવાડે ચડાવી દીધુ છે છેલ્લી કોટિની ભયકર અવસ્થા પ્રાપ્ત થયા પછી શારીરિક શક્તિના બે પાચ બુદ જ બાકી રહ્યા પછી, ભોગ-સાધનો ખખડી ગયા પછી, અને જીવનનો બહુ જ થોડો સમય બાકી રહ્યા પછી તારા શરણે આવ્યો છુ મારા પાપ-કર્મોની ગર્હા

કરી રહ્યો છુ આપ મને હસી ન કાઢશો, મને અવગણી ન નાખશો, મને ધક્કો ન મારશો કેમકે જેટલા જોમથી અને જેટલા ઝનુનથી મે સમગ્ર જીવનમા પાપો કર્યા છે, એ પાપો તરફ ધસી ગયો છુ એથી પણ વધુ બળપૂર્વક અને એથી પણ વધુ સત્વ સાથે એ પાપોથી પીછેહઠ કરીને સ પૂર્ણ પીછેહઠ કરવાનો દઢ ભાવ રાખીને હુ આપના શરણે આવ્યો છુ

શરણ્ય તો શરણાગતની શરણાગતિનો ભાવ જ જુએ છે એ શરણાગતનો ભૂતકાળ ન ઉકેલે એને તો ભૂલી જ જાય! ગળી જ જાય!

દિનબન્ધો! મારા સર્વ પાપો મિથ્યા બનજો મારા જીવનમા અરિહત ભગવતો પ્રતિ, સિદ્ધ ભગવતો પ્રતિ, ઉપાધ્યાય ભગવતો પ્રતિ, સાધુ ભગવતો પ્રતિ, સાધ્વી ભગવતો પ્રતિ, બીજા પણ માનનીય અને પૂજનીય ધર્મના સ્થાનો અને પાત્રોને વિષે જન્મ-જન્માતરોના માતા પિતાને વિષે બ ધુ-મિત્ર-ઉપકારીઓ વિષે, સમ્યગ્દર્શનાદિ રત્નત્રયીના આરાધકો કે અનારાધકો વિષે, કે બીજા કોઇ પણ વિષે અજ્ઞાનથી કે અવિધિથી ન આચરવા જેવુ આચર્યુ હોય ન ઇચ્છવા જેવુ ઇચ્છયુ હોય, એવુ જે કોઇ સૂક્ષ્મ કે બાદર પાપાનુબ ધી પાપ, મનથી વચનથી કે કાયાથી, કર્યુ હોય, કરાવ્યુ હોય, કે અનુમોદ્યુ હોય, રાગથી દ્વેષથી કે મોહથી, આ જન્મમા કે જન્માતરમા એ સઘળુ ય,

પાત્ર છે માટે હુ નિંદુ છુ દુષ્કૃત છે માટે એની ગર્હા કરૂ છુ હેય છે માટે તેને છોડી દઉ છુ કલ્યાણ મિત્ર સમા ગુરુ-ભગવંતોના વચનથી આ વાત મને બરાબર સમજાણી છે વીતરાગ ભગવંતોની એ વાણી એમ જ છે, એ વાત મને શ્રદ્ધા પૂર્વક ઠસી ગઇ છે મારા લોહીના બુંદે-બુંદમા એ શ્રદ્ધા રમી ગઈ છે મને એમા કશો ય સંદેહ નથી માટે એ અનંત ઉપકારી વીતરાગ ભગવંતોની સાખે હુ મારા દુષ્કૃત્યોની ગર્હા કરૂ છુ આજ સુધી જેને દુષ્કૃત્ય માનતો ન હતો તેને હવે હ્રદયથી દુષ્કૃત્ય માનુ છુ જેને હેય માનતો ન હતો તેને હ્રદયથી હેય માનુ છુ ફરી ફરીને મને કહેવાનુ મન થઈ જાય છે મારા એ સઘળા પાપો મિથ્યા થાઓ મિથ્ય જ થાઓ મિથ્યા જ થાઓ કદી પણ એ પાપો ફરી ન થાઓ મારા જીવનનો આ સુવર્ણ દિન છે મારા આધ્યાત્મિક જીવનની આ યાદગાર પળો છે મારા ભવ-ચક્રની આ ધન્યતમ સાધના મને વારવાર પ્રાપ્ત થાઓ આ સાધના મારા જીવનને પવિત્ર કરો કૃતાર્થ કરો ધન્ય બનાવો

ભવસાગરમા ડૂબતા મારા જીવનને ઉગારી લેનાર એ દેવાધિદેવ અને એ ગુરૂદેવો સાથે મને વારવાર મેળાપ થાઓ, એમના મેળાપની પ્રાર્થના પણ વારવાર થયા કરો એમના તરફ મને રોજ બહુમાન ઉત્પન્ન થાઓ મારે હવે કશુ જોઇતુ નથી મારૂ મૃત્યુ આજે આવો, આવતી કાલે આવો કે વર્ષો પછી આવો મારે તો મારા મોતની છેલ્લી પળ

સુધી આપની શરણાગતિનો ભાવ જોઈએ દુષ્કૃતની ગર્હા જોઈએ અને સુકૃતનુ અનુમોદન જોઈએ

આ અનત સસારમા જે કોઈ ધન્યાત્માએ જે કાઈ સુકૃત કર્યું હોય તે બધાયની હુ અનુમોદના જ કરતો રહીશ મે અભાગીઆએ તો મારા જીવનમા એકલા દુષ્કૃતો જ આચર્યા છે, દુષ્કૃતો કરીને ય એની શાબાશી લીધી છે એવા પાપ કરવામા કશી બાકી રાખી નથી ખેર! તેમ છતા જેણે જેણે અનત વિશુદ્ધાત્માઓના પગલે પગલુ દાબ્યુ છે, એ બધાએ જે જે સુકૃત કર્યા છે એ બધાય સુકૃતોની હુ ભાવભરી અનુમોદના કરૂ છુ

અનતાનત અતીત અનાગત અરિહતોના ભવ્યતમ અનુષ્ઠાનોની હુ અનુમોદના કરૂ છુ

અનતાનત ભૂત-ભાવિ સિદ્ધ ભગવતોના સિધ્ધ ભાવની ખૂબ-ખૂબ અનુમોદના કરૂ છુ

અનતાનત આચાર્ય ભગવતોના પવિત્ર પચાચારની અનુમોદના કરીને કૃતાર્થ બનુ છુ

અનતાનત ઉપાધ્યાય ભગવતોની શિષ્યાદિને સૂત્ર પ્રદાન કરવાની ક્રિયાની ભારોભાર અનુમોદના કરૂ છુ

અનતાનત સાધુ ભગવતોની મોક્ષ-સાધક કઠોર એવી સાધુ-ક્રિયાની અતરથી અનુમોદના કરૂ છુ

સર્વ કલ્યાણ કામી શ્રાવકો-શ્રાવિકાઓ, દેવો અને

દેવીઓના શાસન પ્રભાવના-વૈયાવૃત્યાદિ વ્યાપારોની અનુમોદના કરૂ છુ

સર્વ કાળના સર્વ આત્માઓના સર્વ કુશળ વ્યાપારોની હુ અનુમોદના કરૂ છુ

આ અનુમોદના સૂત્રાનુસારી બનો, શુધ્ધ આશયવાળી બનો, નિરતિચાર બનો

પરમ ગુણ યુક્ત શ્રી અરિહ ત દેવાદિના સામર્થ્યથી આ રીતે મને વાર વાર મહાનુમોદન પ્રાપ્ત થયા કરો

મારી આ પ્રાર્થનાનો વિષય બનતા શ્રી અરિહ તાદિ ભગવ તો અચિન્ત્ય શક્તિ યુક્ત છે વીતરાગ છે, સર્વજ્ઞ છે પરમ કલ્યાણ સ્વરૂપ છે, સ સારી પ્રાણીઓના પરમ કલ્યાણના કારણ રૂપ છે તે તે ઉપાયો વડે સર્વ પ્રાણીઓ ઉપર ઉપકાર કરનારા છે

એ ઉપકારીઓની સેવા તરફ પાપી એવો હુ અનાદિ મોહથી વાસિત હોઈને મૂઢ છુ, અજ્ઞાન છુ, હિત અને અહિતના પરમાર્થથી અનભિજ્ઞ છુ છતા એમના સામર્થ્યથી હુ મારા હિતનો જાણકાર બનુ, અહિતથી નિવૃત્ત થાઉ, સર્વ પ્રાણી સાથે ઉચિત પ્રવૃત્તિ કરવા વડે હિતનો આરાધક બનુ

હુ સુકૃતને ઈચ્છુ છુ સુકૃતને ઈચ્છુ છુ સુકૃતને ઈચ્છુ છુ આ જ મારા જીવનનુ ઉત્તમ આસેવન છે

જગદ્ગુરુ ! મારુ બાકીનુ જીવન આ દુષ્કૃતોની ગર્હામા અને સુકૃતોના સેવનમા જ પસાર થઈ જાય તો કેવો આનદ થઈ જાય ! હવે તો મને વિશ્વની અશરણતા સમજાણી છે મારા સુખના સાધન તરિકે જેને જેને મે માન્યા હતા તે બધાયને મે શરણ્ય માન્યા પણ અનુભવની થપ્પડોએ મનેએ વાત સમજાવી દીધી છે કે એમાનુ એકેય મારૂ શરણ નથી પુણ્યના યોગે કદાચ આ જીવનમા કચન કામિની વિગેરે મને સુખ આપી દે પણ પછી શુ ? કરોડોનુ ધન ભેગુ કરી લઉ કિન્તુ એક નયો પૈસો પણ મારી સાથે જો ભવાતરમા આવનાર ન હોય તો તે કરોડની કિંમત શી ? મકાનની સાડા ત્રણ હાથની જગ્યા પણ મારા માટે ભવાતરમા ન આવે તો મકાનોને મારા [illegible] શી રીતે માનવા ? અરે ! અહી આ જ [illegible] પેટમા શૂળ ઉપડે, આખમા આગ ઉઠે કે [illegible] કારમી વેદના ઉત્પન્ન થાય અને મારા [illegible] પણ ન શકે તો તેઓને મારે શી રીતે શ[illegible] ?

ધન્ય હો એ અનાથી-મુનિને કે [illegible] પામી જઈને બીજે જ દિવસે સ[illegible] ગયા ! ધન્ય હો એવા અનત આત્મ[illegible] શરણ્ય તરિકે સ્વીકારી લઈને ભવો[illegible]

અતર્યામી દેવ ! મને ય [illegible] થયુ છે એ મારા માટે તો [illegible]

ભિખારીના હાથમા ચિંતામણિ આવી જાય તે વખતનો એનો આનંદ શી રીતે વર્ણવી શકાય ?

દુઃખીઆરાનો હાથ ચક્રવર્તી ઝાલે ત્યારનો એનો આનંદ તો વર્ણનાતીત જ હોય ને ?

ભલે હવે મૃત્યુ આવતુ મૃત્યુનો મને કશો ય ડર નથી જેની વાસનાઓના મૃત્યુ થતા નથી એના મૃત્યુને પરલોકના ભયની આગાહીઓજ ભયકર બનાવી મૂકે છે કાયાના મૃત્યુ થતા પહેલા જે શરણ્યને શરણાગત બનીને વાસનાઓના મોત લાવી દે છે એને તે વળી મૃત્યુના ભય શા ?

અરે ! વાસનાના મૃત્યુ સિવાય બીજા મૃત્યુ જ કયા છે ?

જન્માતર પ્રાપ્ત કરવો, કાયા-પલટ કરવી એ તો ફાટેલા કપડાને મૂકીને નવુ કપડુ પહેરવાની એક ક્રિયા માત્ર છે

કાયિક મૃત્યુના તે ડર હોતા હશે !

નિભર્યને તો વળી મોત હોતા હશે !

વાસનાઓના શમન કરી દેનારને તે કોઇ ભય રહી જતો હશે !

જગદ્ધ-વિભૂતિ ! મારી વાસનાના ખપ્પરો ભર વામા મે અનેક જીવોને દૂભવ્યા છે પીડયા છે એમને

દુખો જનવમવ! હવે તુ મળ્યો છે મને મારી આરાધનામા પૂરા વિશ્વાસ છે ભલે અગ ગળી ગયુ હોય, માથે પળિયા આવી ગયા હોય, મો બોખુ થઈ ગયુ હોય ચામડીઓ લચી પડી હોય ગળા ઉપર લગ્નતુ માથુ ધ્રૂજી રહ્યુ હોય એ બધુ ય શક્તિ વિહોણુ થવા છતા તારા તત્વજ્ઞાને, તારા આલબને મારા અતરમા કોઈ નવી જ શકિતનો સચાર થયો છે એના બળ ઉપર તો હુ એક ભવના નહિ કિન્તુ ભવોભવના સચિત પાપ કર્મોનો, પાપ વાસનાઓનો કચ્ચરઘાણ કાઢી નાખીશ

એ વાત સાચી છે કે શારીરિક બળની મદદથી શકય બનતા એવા બાહ્ય કઠોર તપ હુ કદાચ ન કરી શકુ, કે ઉગ્ર વિહાર ન કરી શકુ, કે પુત્રાદિને પરાધીન એવો હુ ઉત્તમ કક્ષાનુ દાન ન કરી શકુ પણ તો ય શુ થઈ ગયુ? મને જે આપ મળ્યા છો એ એવા કરૂણાનિધાન મળ્યા છો કે હવે આવા ગળીયા બળ. જેવાને ય એનુ કલ્યાણ સાધી લેવામા કશોય વાધો આવે તેમ નથી

રાજપાટના ત્યાગ આપે કર્યો, આપે કઠોર તપ તપ્યો અને ઘોર-પરીષહ સહ્યા, આપે ઉગ્ર સાધનાઓ સાધી, અને એની ફલશ્રુતિ રૂપે આપે સર્વોચ્ચ કોટિનુ સિધ્ધપદ પ્રાપ્ત કર્યુ હવે મારા જેવાના કલ્યાણ માટે તો આપનુ આલબન તો અજબ ગજબનુ કારણ બની ગયુ

આપના જેવા ઉગ્ર વિહાર, ઘોર તપ, કે ઊચ્ચ ત્યાગ તપ

કોઈ કારણે અમે ન કરીએ તોય આપનુ આલબન માત્ર અમને તારી દેવા સમર્થ બની જાય છે આપની સાથે એકતાન થઈ જઈએ, એટલામા જ કર્મોની ભેખડમા સુરગો ચપાઈ જાય છે અને અસખ્ય ભવોના સચિત કર્મોનો એક જ ક્ષણમા ભુક્કો બોલાઈ જાય છે આપનુ ગાન ગાઈએ અને પુણ્ય કર્મના ઢેરના ઢેર ખડકાઈ જાય છે, આપનુ કીર્તન, આપનુ ભજન, આપના ચરણનુ સ્પર્શન પણ વિદ્યુતના પ્રચણ્ડ બળ જેવુ છે એ વખતે આત્મા ઉપર એવા સખ્ત ઝાટકા લાગે છે કે બાઝી પડેલા, ચોટી પડેલા, ખુબ સારી રીતે જામી પડેલા, આત્મા સાથે એકમેક જેવા થઈ ગયેલા કર્મો ઊખડી ઊખડીને બહાર ફેકાઈ જાય છે પાપ-વાસનાઓ ટો બળીને ખાખ થઇ જાય છે

ત્રિભુવનપતિ ! સિધ્ધપદ મેળવીને આપ તો અનતાનત જીવોના તારક બન્યા આપના આલબનને પામીને અનતાનત જીવો તીર્થકર પદને પામી ગયા, આપના જ આલબને અનતાનત સાધુ-ભગવતો ઘોર અને ઉગ્ર સાધનાના કઠોર માર્ગે કદમ ભરી શકયા, એ બાહ્ય અભ્યતર આપત્તિઓને હફાવી શકયા અને વિજેતા બની વિજયશ્રીને પણ વરી ગયા

આપના આલબનનુ આ અદ્ભુત કામણ !

અને અમારા જેવાનુ ય કામ થઈ ગયુ ને ? અરિહત સિધ્ધ અને સાધુ ભગવતોના આલબને અમે ય કર્મોની ભારે રીબામણમાથી ઉગરી જવાના

ધમ આપે સાધ્યો, ઊચ્ચ પદો આપે મેળવ્યા, અને અમે તો આપને નમ્યા કે તર્યા ! આપને સ્પર્શી કે વિજયશ્રી વર્યા !

આપ કૃપાલુ ભગવતોએ ઊચ્ચ કોટિની ધર્મ-સાધના પ્રાપ્ત ન કરી હોત તો આ ઊચ્ચ પદોની પ્રાપ્તિ ન થાત ઊચ્ચ પદોની સિદ્ધિ વિના અમે કોને નમન કરતે, કોના ચરણ ચૂમતે, કોની શરણાગતિ લેતે ? જેવા સેવાના નમ નાદિમા અમારા કદાચ ભવીવાર ન આવત અમારા દારિદ્ર તો આપના જ નમનાદિથી ટળી શકે એ શક્તિ તો અ પને જ વરી છે

પરમાત્મન્ ! સત્વહીન એવા અમને તો આપનો ધર્મ ખરેખર ફળી ગયો આપે નિર્દેશેલા કલ્યાણકર માર્ગે કદાચ અમે ન જઈ શકીએ તો ય આપને નમન-વદન કે આપનુ અર્ચન જ આજે તો અમારા માટે મુક્તિનો માગ બની ગયેલ છે સંસારના ત્રિવિધ તાપોથી સતપ્ત બનેલા અમારા માટે તો આપનો ધર્મ પરમ-શાન્તિ આપનારો બની જશે કેવી મજાની વાત છે કે આપ સૂર્યશા નથી પણ દીપકશા છો સૂર્ય તો પ્રકાશ આપ્યા કરે પણ કોઈને ય સૂર્ય ન બનાવે, દીપક પ્રકાશ આપે અને જે કોઈ એનુ સ્પર્શન કરે એટલા માત્રથી જ એને દીપક બનાવી દે

લોકપ્રદીપ ! માટે જ તો અમે આપને ભજીએ છીએ ! આપનુ ધ્યાન કે આપનુ ગાન જો અમને આપ સમાન

બનવી શકતુ હોત તો અમારા માટે એ ગાનતાન વ્યર્થ હતા, પણ તેમ નથી આપના એ ગાન–તાન તો અમને ય આપ સમાન બનાવી શકે છે

દુખી જન વત્સલ વિભૂ ! આ વિચાર પણ મારા માટે તો અત્યન્ત સ્વચ્છ આનદનુ અનોખુ સાધન બની ગયો છે આજે તો હુ છાતી ઠોકીને કહી શકુ છુ કે મારા દુર્ભાગ્યે કે મારા અવળા પુરુષાર્થે મારૂ જીવન આપત્તિઓથી વીટળાઈ જાય, મારા ઘરમા લાખ–લાખ નાગ ફરતા રહે, ચારે બાજુથી મને ફટકા પડતા રહે, અરે ! "કાલે ખાવુ શુ ?" એ પ્રશ્ન પણ મનમા ખડો થઈ જાય, મારા અતિમ દિવસોમા સ્વજનો પણ મને ધિક્કારે, મારી સેવા ન ઉઠાવે, મારી સામુ પણ ન જુએ તોય મારા નાથ ! હવે હુ દીન ન બનુ મને આ વાતનો જરા ય શોક નહિ થાય એટલુ જ નહિ બકે આપત્તિઓને પચાવવાની તક મળ્યાનો આનદ થશે

જ્યા સુધી મારી પાસે આપનુ સ્મરણ છે, મારા લોહીમા આપનુ નામ પરગમી ગયુ છે, મારા શ્વાસમા ય આપ રમી રહ્યા છો ત્યા સુધી હવે હુ કદાપિ દીન દુખી થનાર નથી, દીનતા જેવી વસ્તુનુ અસ્તિત્વ જ મારા મનમાથી ભુસાઈ ગયુ છે પરમેષ્ટિભગવતમળ્યા પછી દીનતા શેની ? હવે તો ત્યારે જ પોક મૂકીને રોઈશ કે

જ્યારે મારી પાસેથી આપ ચાલ્યા જશો, ત્યારે જ ભીત સાથે માથુ અફાળીશ, ત્યારે જ ખાવાનુ બધ કરીશ, અરે ! ત્યારે જ અફીણના બે ટૂકડા મોમા મૂકી દઈશ જ્યારે મે આપને ગુમાવી દીધા હશે ! મારા આરાધ્ય દેવ! આપને આ સેવકની વિનમ્ર પ્રાર્થના છે કે આવુ તો કદીય ન બનજો, મારા માથે મેરૂ જેટલી આપત્તિઓ એક સાથે તૂટી પડજો, સ્વયભૂરમણ સાગરના પાણીના ટીપા જેટલા દુ ખ આવી પડજો પરન્તુ આપનુ સાન્નિધ્ય કદી ન હટજો આપની સાથે બધાએલી પ્રીત અતૂટ રહેજો એમા તો કદી ભગ ન પડજો

મારી પાસે આપ છો તો વિશ્વનુ સઘળુ ય સુખ મારા ચરણે છે ! મારી પાસે આપ નથી તો મારા પ્રાણ નથી, મારા જેવો દુ ખીઆરો વિશ્વમા કોઈ નથી આજે મારા આનદનો પાર નથી શરણાગતિના ભાવમા કેટલુ બળ છે એ અનુભવથી સમજાયુ છે જેણે પાપો કરવામા પાછી પાની કરી નથી, એવા તુચ્છ આત્માને પણ આ શરણાગતિનો ભાવ કેટલુ આશ્વાસન આપે છે ! કેટલી અદ્ભુત શાન્તિ આપે છે ! એટલુ જ નહિ કિન્તુ એ ભાવ જ એની ખરી મા બને છે એના અસખ્ય જીવ નોના ભાવ દારિદ્ર ફેડી નાખે છે કરેલા પાપોના ફળરૂપે ભાવીમા છવાઈ ગયેલા ઘોર અધકારને એક જ પળમા ઊચકી લે છે, જીવન જીવવા જેવુ બનાવી આપે છે

કરૂણા સાગર ! હે અરિહંત ભગવંતો હું આપના ચરણોનું ભાવ શરણું સ્વીકારૂં છું

અનંત ઉપકારી હે સિદ્ધ ભગવંતો ! આજે હું આપને શરણે આવીને મારા જીવનને ધન્ય બનાવું છું કઠોર સાધના પંથના યાત્રી હે સાધુ ભગવંતો ! આપના આદર્શ જીવનનું શરણું સ્વીકારી હું ભારે ખુમારી અનુભવું છું

સમગ્ર વિશ્વની માતા રૂપ હે ધર્મ-માતા ! તારા ખોળે આવીને મારા સઘળા સંતાપ ઠારી નાખું છું

આજે મને કોઇ વાતની કમીના નથી મારામાં દીનતાનું નામ નથી મને દુઃખનો લેશ નથી મારો આનંદ અમર્યાદ બન્યો છે મારૂં જીવન ધન્ય બન્યું છે આજે જ મારી જન્મદાત્રી માતા રત્નકુક્ષી બની છે મારૂં કુળ પવિત્ર થયું છે મારી જન્મભૂમિ ગૌરવશાલી બની છે

બસ મારા સુખનો કોઈ પાર નથી મુક્તિના સુખ મને મળો કે ન મળો મારે તો શરણાગતિનું સુખ જ ઘણું છે મુક્તિ મળો કે ન મળો, પણ મારા નાથની ભક્તિ તો મને ભવોભવ મળ્યા કરો, બસ મળ્યા જ કરો

અશરણ શરણ ! તારી જ કૃપાથી મળી શકતું પરમાત્મપદ મને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હવે મને ન છોડીશ શરણે આવેલાને વેગળો ન કરીશ અનાદિના

કુસંસ્કારના ઝેર ગટગટાવીને, ઢીચી ઢીચીને પીધા છે છતાં તારી શરણાગતિનું અમૃત ચાખ્યા પછી તો ૮ એ ઝેર પીવાની કુટેવ સદંતર ભૂલી જ ગયો છું, પણ તેમ છતાં કવચિત્ કદાચિત્ એ ઝેર તરફ નજર થઈ જાય તો રીસ ઈ ન જઈશ મને તરછોડી ન દઈશ મારી આટલી અરજ છે સેવક ભાવથી આટલું ફરી ફરી વિનવું છું કે શરણે આવેલાને કોઈ પણ સંયોગમાં કાઢી ન મૂકીશ

આજે શરણાગતિ મેળવીને મેં મારા જીવનના પાપ તોડ્યા, પાપ-વાસનાઓ તોડી પણ એથી ય મોટી સિદ્ધિ તો મેં એ મેળવી છે કે મેં આજ કુસંસ્કારોના અનુબંધ ત્રાડી નાખ્યા તે જ મને સમજાયું છે કે, માનવ-જીવનનું પહેલામાં પહેલું સર્વ સામાન્ય કર્તવ્ય જો કોઈ હોય તો જન્માન્તરોથી ચાલી આવતી કુસંસ્કારોની પરંપરા (અનુબંધ) ને તોડી નાખવાનું, અને શુભ-પરંપરાને આગળ ધપાવવાનું છે શુભ પરંપરા આગળ ધપે નહિ તો ધર્મની સાધક ઉત્તમ સામગ્રી ફરી-ફરી મળે નહિ

શરણાગતિ-દુષ્કૃતોની ગર્હા અને સુકૃતોની અનુમોદના અશુભ-પરંપરાને સંપૂર્ણ રીતે વેર વિખેર કરી નાખે છે નષ્ટ-વિનષ્ટ કરી નાખે છે શુભ-પરંપરાઓની સાંકળ સાથે નવા શુભ અંકોડાઓ ગોઠવતી જાય છે

શરણાગતિના ભાવનું વાર વારનું સેવન ઉત્તમ ઔષધના વિધિપૂર્વક સેવનની જેમ એકાંતે કલ્યાણકર બને છે યાવત નિર્વાણ પદનું સાધક બને છે ”

એટલે હવે મારી તો ફરજ થઈ પડે છે કે ભવો ભવના અશુભ અનુબંધોને અટકાવી દીધા પછી દુન્યવી આશસાઓ કરવી જોઇએ નહિ એ સબંધો ભૂલી જઇને સતત આ શરણાગતિના ભાવથી ભાવિત થયા કરવું જોઇએ આ પ્રમાદો કરતો રહીશ તો અશુભ-ભાવો બધ થશે અને શુભ ભાવોના બીજ અંકુરિત થશે

પરમાત્મન્! આ સુકૃતોનુ અનુમોદન મને સમ્યક્ પ્રકારે વારવાર થયા કરો મારા વિશુદ્ધ ભાવ પૂર્વક મને આ સદ્ધર્મની પ્રાપ્તિ પુન પુન થાઓ એ અનુમોદનામા નિમિત્ત બનતા અરિહતાદિ સર્વ નમસ્કરણીય પરમાત્માઓ અને વિશુદ્ધિના માર્ગે ચાલ્યા જતા પરમાત્માઓને મારો પુન પુન નમસ્કાર થાઓ

સર્વજ્ઞ ભગવતોનુ આ હિતકારી શાસન સમગ્ર વિશ્વમા વ્યાપી જાઓ સર્વત્ર જયવતુ વર્તો સહુને સમ્યગ્રત્નની પ્રાપ્તિ થાઓ સર્વ પ્રાણીઓ બોધિબીજને પ્રાપ્ત કરી સુખી થાઓ! સુખી થાઓ! સુખી થાઓ!

સર્વ જીવોના કલ્યાણની ભાવના મારા આત્માને પવિત્ર કરો વિશુદ્ધ કરો મારા ચિત્તની નિર્મળતા મને દેશ-વિરતિનો માર્ગ અપાવો મને સર્વવિરતિ શ્રમણ ધર્મ પ્રાપ્ત થાઓ મને નિર્ગ્રન્થ ગુરૂદેવની પ્રાપ્તિ થાઓ એ ધન્ય દિન વહેલામા વહેલો આવો જે દિને સસાર ત્યાગ કરી કર્મ-શત્રુ સામે ભીષણ સગ્રામ ખેલવા હુ બહાર પડુ

એ મગળમય દિન મારા જીવનને મગળમય બનાવશે જે દિને અપ્રમત્ત-ભાવમા હુ સતત વિહરતો રહીશ

ક્યારે એ પવિત્ર-જીવન આવશે જેમા મારા કોઈ રૂવાડામા ય વાસનાનુ નામ નહિ હોય!

ક્યારે સમગ્ર વિશ્વના સર્વ-જન્તુને આવરી લેતો દયાનો પ્રકૃષ્ટ પરિણામ જાગશે! જેના બળે વિકરાળ પશુઓ પણ પોતાની પારસ્પરિક દુશ્મનાવટ ભૂલીને મારી પાસે બેસી જ રહેશે

ક્યારે હુ કલાકો સુધી પદ્માસનમા બેસી જઈને દેવાધિદેવોના તાનમા એકમેક થઈ જઈશ!

ક્યારે કાયાની આળપ પાળ કરવાનુ મૂકી દઈ કાયાને કચડી નાખતી ઘોર પ્રતિજ્ઞાઓ ધારણ કરીશ!

ક્યારે તરણ તારણ ગુરૂદેવોના ચરણમા આળોટીશ! એઓશ્રીનો પડતો બોલ ઝીલી લઈને મારૂ કર્તવ્ય પાર ઉતારીશ! ક્યારે મસ્ત સ્વાધ્યાયની ધુનમા ગાડો બની જઈશ!

મારી શરણાગતિનો ભાવ જો વિશુદ્ધ હોય, મારા અતરનો આ અવાજ જો તદ્દન સાફ હોય, મારૂ હૈયુ પાપના પશ્ચાત્તાપને પોક મૂકીને રોઈ રહ્યુ હોય તો એના ફળ રૂપે મને આ ધન્ય સાધના વહેલામા વહેલી તકે પ્રાપ્ત થજો મારા જેવા અનેકને મારા ધર્મના ફળ તરિકે પવિત્ર જીવનનો લાભ થજો સર્વનુ કલ્યાણ થજો

ભગવત! મારી આ કલ્યાણ કામના આપ સાભળો

તો છો જ પણ હવે સેવક ઉપર જરા ધ્યાન પણ આપજો અને એની કામના પાર ઉતારજો

અરે! ભૂલ્યો, આપ તો વીતરાગ છો આપનામા ન મળે રાગ કે ન મળે રોષ કોઈ આપનુ પુજન કરે તો આપ રીઝો નહિ તેમ કોઈ આપનો અવણુવાદ બોલે તો આપ રીસાઓ પણ નહિ આપ તો ઉદાસીન બની ગયા છો કેમ વારૂ! તો શુ આપ અમારૂ કશુ ય સારૂં પણ કરવા લાચાર છો! અમારી અરજી આપ નહિ સૂણો! એની ઉપર ધ્યાન નહિ આપો! તો પછી આ બધુ ય શરણુ નકામુ છે!

પણ જરા ભૂલ્યો દુનિયામા બહુ જ પ્રચલિત બનેલી માન્યતામા હુ મુઝાઈ ગયો "ઈશ્વર સહુને સુખી કરે કે તેજ કોઇને દુખી કરે, તેની ઈચ્છા વિના તો પાદડુ ય ન હાલે"

ના ના ઈશ્વર જો સર્વ શક્તિમાન હોય તો શા માટે કોઇને પણ દુખી કરે! અને જો ઈશ્વરને પણ પ્રત્યેક વ્યક્તિના કર્મ તરફ જોવુ જ પડતુ હોય, અને તે અનુસાર સુખી-દુખી કરવાના હોય તો સુખ દુખ આપવાની પ્રચણ્ડ તાકાત એ કર્મમા જ કેમ ન માનવી? શા માટે ઈશ્વરને વચ્ચે લાવવા, અને એમને આપણા દુખના સર્જક કહેવા! આમા તો ઈશ્વરનુ વીતરાગ સ્વરૂપ જ વિકૃત થઈ જાય દુખના દહાડામા ઈશ્વર ઉપર

જ ધિક્કાર છૂટવા લાગે આ માન્યતા તો બિલકુલ બરાબર નથી

હવે પ્રશ્ન થાય છે કે તેઓ કાઇ કરતા ન હોય તો પછી ઇશ્વરનુ પુજન શા માટે કરવુ ? અરે ! ફરી કેમ આ પ્રશ્ન ઊઠે છે ? પૂર્વે જ મને એક વિચાર મળી ચૂક્યા છે કે એમની ઊચ્ચ ધર્મ સાધનાએ જ એમને સિદ્ધ બનાવ્યા હવે હુ તેમને નમુ એટલી જ વાર, એમનુ ધ્યાન ધરૂ, એમનુ નામ જપુ, એમના ચીધ્યા માર્ગનો પક્ષપાતી બનુ કે મારા કર્મોનો ખે ખારો બોલ્યે જ છૂટકો નામ જપતાની સાથે જ તેજ પળે-અનત અનત કર્મો સાફ થઇ જાય ધ્યાન ધરતાની સાથે જ કાળી પાપ-વાસનાઓ તદ્દન ઢ ડી પડી જાય ઇતરોના ઈશ્વર તો રીઝે ત્યારે ફળ દે આ તો જે ક્ષણે પરમાત્માનુ આલબન લીધુ તે જ ક્ષણે અશુભ કર્મોની વિ ાય, અને શુભ કર્મોનુ એકધારૂ આગમન, તેજ ક્ષણે આતર-શાન્તિનો અનુભવ, તેજ ક્ષણે હૈયુ આનદથી છલોછલ ! તેજ ક્ષણે નસેનસમા પ્રસન્નતાનુ વહેણુ ! તે જ ક્ષણે અવર્ણનીય આહ્લાદથી નાચુ તર થઇ જાય !

પરમાત્મા વીતરાગ છે, રોષ અને તોષ વિનાના છે તેમ છતા પણ નામ જપવા દ્વારા, ગુણ ગાવા દ્વારા, ધ્યાન ધરવા દ્વારા કે તપ તપવા દ્વારા આલબન લેતાની સાથે જ ચોટી ગયેલા કર્મોમા ક પ શરૂ થાય છે, ક્ષણ બે ક્ષણુમા તો એ ઊછળીને આત્માથી જુદા પડી જાય છે

એમનુ કર્મ તરિકેનુ અસ્તિત્વ જ મીટી જાય છે બીજા કોઈને પણ નમીએ, એનો નામ-જપ કરીએ કે માથુ ફોડીને લોહી કાઢીએ તો ય કશુ થાય નહિ !

શાથી આમ બનતુ હશે ! એનો ઉત્તર એક જ છે કે એ વીતરાગતાના ભાવમા એવી કોઈક શક્તિ પડેલી છે જે શક્તિ વીતરાગનુ આલંબન લેનારને કર્મ-મુક્ત કરી દેવા પર્યાપ્ત કામ કરે છે

એ શક્તિનુ સ્વરૂપ વર્ણવી શકાય તેમ નથી કેમકે એ વર્ણનાતીત છે એનુ ચિંતન કરી શકાય તેમ નથી, કેમકે એ અચિન્ત્ય છે, અગમ અને અગોચર છે

અનંતશ વંદન હો એ વીતરાગ ભાવની શક્તિને ! અનંતશ વંદન હો એ વીતરાગ ભાવને ! અનંતશ વંદન હો એ વીતરાગ ભગવંતોને ' વીરાગીઓને !

વીતરાગદેવ સ્વયં કશુ ય આપતા નથી, એમ છતા ઉપચારથી કહી શકાય કે મારા સમગ્ર સુખનુ, મારી સમગ્ર શાન્તિનુ કારણ એજ ઉપકારી ભગવંતો છે એના ધ્યાનથી ભજનથી, સ્તવનથી જ મને સુખ શાંતિ સાંપડ્યા છે માટે એમણે જ મને સુખ શાન્તિ આપ્યા છે એમ કહેવામા કોઈ હરકત નથી

અગ્નિની ઈચ્છા નથી કે "મારી પાસે આવનારની ટાઢ હુ ઉડાડી દઉ " છતાય તેની પાસે જનાર માણસની ટાઢ ઊડી જતા તે માણસ કહે છે કે અગ્નિએ મારી

ટાઢ ઉડાડી નાખી!" ભલે તે માણસ ત્યા ગયો તો ટાઢ ઊડી પણ સાથે એ પણ ભૂલવાનુ નથી કે ત્યા જવા છતા જો અગ્નિ જ ન હોત તો ટાઢ કોણ ઉડાડતે ? અગ્નિએ પોતાનુ એવુ ઉષ્ણ-સ્વરૂપ પ્રાપ્ત કર્યું માટે જ ત્યા જવાથી ટાઢ ઊતરી છે માટે ટાઢ ઉડવામા શાબાશી જનારની નથી કિન્તુ ઉપકાર અગ્નિનો માનવાનો છે

દેવાધિદેવે સર્વ કલ્યાણકારી શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું તો એમનુ આલબન લઇને અમે સસાર-સાગરનો પાર પામીએ છીએ માટે શાબાશી અમારી નથી અસીમ ઉપકાર એ પરમેષ્ઠિ-ભગવતોનો છે

જો એ ન હોત તો? આ કલ્પના પણ કેટલી ભયકર છે?

આખા વિશ્વમા સુખ અને શાતિ કયાય ન હોત! કોઈ કોઈનો મિત્ર ન હોત! સહુ સર્વના દાના દુશ્મન બની ગયા હોત!

વિશ્વમા સર્વત્ર અધકાર હોત!

દરેકે દરેક આત્મામા દુખના અધારપટ વ્યાપી ગયા હોત!

એમણે પોતાનુ વિશુદ્ધ અસ્તિત્વ સ્થાપ્યુ છે માટે જ જીવો સુખનો પણ લવલેશ પ્રાપ્ત કરી શકયા છે

ચિતામણિ-રત્ન જડ છે, છતા ય જો એની આરાધના કરનારને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થઇ જાય છે તો વિશુદ્ધિના ચમકારાઓથી ચમકી રહેલુ, કારૂણ્યના છલકતા

સરોવર સમુ, અનત જ્ઞાન પુજ સ્વરૂપ-આ ઝળહળતુ ચૈતન્ય એના આરાધકને તેને તેજ ક્ષણે સુખ શાન્તિ કેમ ન ચખાડી આપે !

મારા જીવન સુકાની ! આપના સ્વરૂપની વિચારણા જ્યારે જ્યારે કરૂ છુ ત્યારે આપના તરફ મારૂ હૈયુ ભાવ ભર્યું બની જાય છે શિર એકદમ ઝુકી પડે છે આપની મહાન સિદ્ધિને અનતશ વદના હવે આપના [illegible] વિના હુ કેમે કરી રહી શકુ તેમ નથી

આજ આપ મારી પાસે નથી જ્યા આપ છે ત્યા પણ આપના હૃદયમા મારો વાસ નથી મારા [illegible] તુચ્છને તો, આપના પવિત્ર અતરને ખૂણે ખૂણે [illegible] શાતુ મળે ?

ખેર, એ બધુ ભલે ન મળે પણ મા[illegible] જો આપ વસી જાઓ તો મારે બીજા [illegible] એક જ વાર મારા અતરની ઝુપડીમાથી [illegible] કરી નાખુ, ગુણોના નીરનો છટકાવ [illegible] સુગધી પુષ્પોના છોડ રોપી દઉં અને [illegible] જો આપ પધારી જાઓ, સદાને માટે [illegible] હુ તો એમ જ માનીશ કે મારે [illegible] ઊમટયા છે, મારે ત્યા ત્રણેય લો[illegible]

જે અતરમા આપની પ[illegible] મોહની તો શી ગુજાયશ હવી [illegible]

રમા ન મળે કોઈ વિકાર, ન મળે કોઈ વાસના, ન મળે શોક, કે ન મળે સતાપ, ન મળે આધિ કે ન મળે ઉપાધિ

પ્રભો! આજે તો આ દાસની ઝુપડી સાફ થઈ ગઈ છે ગુણોની સુગધિ પણ મહેક મહેક કરી રહી છે આપ પણ પધારી ગયા છો અને આપની પ્રીતમા સેવક પણ ભાન ભૂલ્યો છે એના મનોમદિરમા હવે બીજા કોઈને પ્રવેશ મળી શકે તેમ નથી કેમકે આપનો સેવક કુલીન છે ખાનદાન છે પોતાના માથે સ્વામી તો એક જ રાખશે

પણ હવે આપ ન જશો આપની પ્રીત અભગ બનજો મારા અતરમા આપ રહો, અને મારા જીવનમા આપની આજ્ઞાનુ અહર્નિંશ આરાધન રહો આપની આજ્ઞાનુ સતત પાવન રહો એનુ પાલન જ મારા જીવનનુ એકનું એક કર્તવ્ય બની રહો એનુ આરાધન જો મને એ મુક્તિથી પણ અધિક આપની ભક્તિ આપે, પછી મારે શુ જોઈએ? ભક્તિનો ભોગ આપીને મારે કશુ ય જોઈતુ નથી, અને ભક્તિનો યોગ મેળવીને તો મને કશી જ ઈચ્છા રહેતી નથી વળી આપની અવજ્ઞા તો મારા ઘોર-સસારનુ કારણ છે આપની વિરાધના કરનારા રૌદ્ર દુખોનો દડ મેળવે છે કર્મસત્તા એનો કેડો મૂકતી નથી

દેવાધિદેવ! એ દુખોનો તો મને ડર નથી, એ દુખોને હુ રોતો નથી કિન્તુ આપના જેવા એકાત કરૂણા શાલી, એકાત ઉપકારીની અવજ્ઞા કરવા સુધીના ધિટ્ઠાઇ મને

પ્રાપ્ત થઇ એનો જ ત્રાસ થાય છે માનવ બન્યો છતા કૃતજ્ઞતાને ન ઓળખી તો હુ માનવ નથી નરપશુ છુ પુચ્છ વિનાનુ બાડુ પ્રાણી છુ નથી તો હુ માનવમા, કે નથી તો પશુમા મારો નબર

હવે આપની અવજ્ઞા કરવાનુ મને કદી દિલ ન થાઓ સસારના તુચ્છ ભોગ સુખોમા લલચાઈને આપની આજ્ઞાને હુ કદી પણ ન અવગણુ, આટલુ તો હવે શેષ-જીવનમા જરૂર બની રહેજો

આપની આજ્ઞામા એક જ બાબત છે આશ્રવ સસાર વર્ધક હોવાથી હેય છે સવર, મોક્ષનુ કારણ હોવાથી ઉપાદેય છે ,આપે નીરૂપેલા સમગ્ર દર્શનની વાતનો સાર આટલામા જ સમાઈ જાય છે બાકીનુ બધુ ય આ મુષ્ટિ જ્ઞાનના વિસ્તાર રૂપ છે

જીવનના જગની સુખોને જતા કરીને જેમણે આ મુષ્ટિ જ્ઞાનને આવકાર્યું, અપનાવ્યુ, જીવનમા ઉતાર્યું તે પુણ્યાત્માઓને ધન્ય હો જેમણે જીવનની પળે પળ આપની આજ્ઞાના યોગ અને ક્ષેમમા વીતાવી તે ભવ્યાત્માઓને મારા પુન પુન વદન હો આપની આજ્ઞાનો યોગ સાધીને અનતાનત આત્માઓ મુક્તિ પદને પામ્યા ભક્તિ ભાવને વર્યા જ્યા સુધી એ આજ્ઞાનો યોગ જે કોઇને ન થયો એમના દારિદ્ર ન ટળ્યા, એમના ત્યાગ અને તપ કાનકષ્ટ બન્યા, એમના ધ્યાન નિષ્ફળ ગયા, એમના સસાર-ત્યાગે પણ એમને અતોભ્રષ્ટ-તતોભ્રષ્ટ કરી મૂકયા

જ્યા સુધી આજ્ઞા યોગ પ્રાપ્ત થાય નહિ ત્યા સુધી જીવનુ જીવન શરૂ થાય નહિ જીવના જીવન વિનાના જડ-જીવન તો અનતા કર્યા છતા ય દુખોથી મુક્ત ન થયા હવે ક્યારે એ જીવ-જીવન પ્રાપ્ત થાય ક્યારે એ આજ્ઞા-યોગ પ્રાપ્ત થાય? ક્યારે એના ક્ષેમની (રક્ષણુની) પ્રાપ્તિ થઇ જાય! ભૂતકાળમા જે કોઈ અનત સુખના સ્વામી થયા તે બધાએ જડ-જીવનને ફગાવ્યા હતા અને જીવ-જીવન અપનાવ્યા હતા ભવિષ્યમા પણ જેમને અનત સુખના સ્વામી થવુ હશે તે બધાય જડ-જીવનને દફનાવશે અને જીવ-જીવનનો આરભ કરશે વતમાનમા મારે પણ એ મુક્તિ જોઈતી હોય, મુક્તિ ન મળે ત્યા સુધી શરણ્યની મદ-મસ્તી ભરી ભક્તિનો ખપ હોય તો હવે અતરથી જડ-જીવનને ધિક્કારવુ જોઈએ શકય એટલુ દફનાવવુ જોઈએ અને જીવ-જીવનના એક માત્ર પક્ષપાતી બનવુ જોઈએ, શકય એટલુ જીવ-જીવન આસ્વાદવુ પણ જોઈએ

પ્રભો! આપની આજ્ઞાના યોગથી જ કર્મ પિજરો તોડી શકાય તેમ છે, એ આજ્ઞા યોગથી જ પાપ-વાસનાઓના સર્વનાશ નોતરી શકાય તેમ છે તો મને એ આજ્ઞા યોગનો કટ્ટર પક્ષપાત પ્રાપ્ત થાઓ એની શીઘ્ર પ્રાપ્તિ થાઓ એજ મારૂ સર્વસ્વ બની રહો

મોટા મોટા રાજવીઓ તારો આજ્ઞા-યોગ સાધીને રાજર્ષિ બન્યા, શાલિભદ્રજી જેવા સુખ મગ્ન આત્માઓએ

આજ્ઞા યોગ સાધીને પરમર્ષિ પદ મેળવ્યુ, સ્થુલભદ્રજી જેવાએ પણ પોતાનુ શ્રેય સાધ્યુ, મારા નાથ! આપે બતાવેલા ઈલમને તો અગણિત આત્માઓએ અપનાવ્યો જેણે આ ઈલમ સાધ્યો તેણે પોતાનુ કલ્યાણ સિદ્ધ કરી લીધુ એમના પૂર્વ જીવનોમા ગમે તેવા વામનાના ઝઝવાતો ઝીંકાતા હતા, ગમે તેવા માયા પ્રપચો ખેલાતા હતા ભય કર રણુ-સ ગ્રામો પણ રમાઇ ગયા હતા, તોય આપના આજ્ઞા યોગને પ્રાપ્ત કરતા જ તે બધુ ય જાણે માફ થઈ ગયુ હતુ આજ્ઞાને વફાદાર રહેવાની એક જ તમન્નાએ સઘળુ ય પાતક ધોવાઈ ગયુ હતુ એ સઘળી કુટેવો વીસરાઈ ગઈ હતી

કેવુ પ્રચણ્ડ સામર્થ્ય હશે તારી આજ્ઞામા! આજ્ઞા કારક તારામા!

હે વિશ્વવત્સલ! મને તો આવુ કશુ ય પ્રાપ્ત થયુ નથી પણ તેમ છતા આજે મને જે શરણાગતિનો ભવ્ય-ભાવ પ્રાપ્ત થયો છે તે મારી નિરાશાના વાદળોને જરૂર વિખેરી નાખશે, માગમા કોઇ દૈવી બળનો સ ચાર કરશે, મારો કેડો ન મૂકતી વાસનાઓ હવે નાસભાગ કરી મૂકશે મારા અ ધકારમય જીવનમા આજે પ્હો ફાટયો છે આવતી કાલે અરૂણોદય થશે અને પછી ભવ્ર-સાધનાનો સૂરજ ઝગમગારા કરતો ડોકાશે મારા જીવનમા પ્રકાશ પાથરશે

પ્રભો! સેવકની યાચના નિષ્ફળ ન બને હો! આજે જ મે સમગ્ર મમાગ ઉપરથી મારૂં દિલ ઉઠાવી લીધુ છે, આપની પાસે એને મૂકી દીધુ છે એટલે હવે આપ મારી લગીરે ઉપેક્ષા ન કરશો બસ હવે તો આપના મોહક મુખારવિન્દના દર્શન કરતી મારી આખો સ્થિર થઈ જાઓ એક મટકુ પણ ન મારો શા માટે આટલો પણ સમય આપનુ દર્શન ચૂકી જવુ! બેભાન હતો ત્યારે આધડુધીયા કરીને દોડયો હતો સુખ લેવા દુખના બજારમા, ઘમ્મર વલોણા કર્યા હતા છાસ લેવા પાણીમા ૫૦-૫૦ વર્ષ વડી ગયા છતાય છાશ ન મળી! પાણીમા તે છાશ મળે! કસ્તૂરી ડૂટીમા જ હતી પણ બિચારા હરણીયાને એની ખબર નહિ એટલે સુગધીની શોધમા દોડયા જ કર્યું કયાથી આવે છે સુગધ? બધુ જોઈ ડાઢ્યુ જોના જેવુ એક જ સ્થાન ન જોયુ પરિણામે ભૂખ્યો, થાક્યો-પાક્યો મર્યો! સુખ તો હતુ આત્મામા અને મે માની લીધુ જડમા બધુ ફેરી વળ્યો જડમા કયાય સુખ ન દેખાયુ આપ જો માર્ગમા ભેટી પડયા ન હોત તો મારે ય પેલા હરણાયાની જેમ મરવાનુ હતુ એક જ વાર નહિ, લાખ લાખ વાર અનતી વાર પ્રભો! ઘણા મરૂભાગ્યે આપ મળી ગયા હવે તો આપને કેમ વીસરૂં! આપનો કેડો કેમ મેલુ! આપનો ઉપકાર કમ ભૂલુ! હવે એ આખ મટકુ મારીને આપનુ દર્શન ખૂવે તે ય મને પોસાય તેમ નથી હવે તો મારા નાથ, ભવોભવ મને આપ મળજો! આપના ચરણોનુ

શરણ મળજો! આખો મળજો મટકુ ન મારે તેવી, અને આપને જ જોયા કરે તેવી, આપને જોઈ જોઈને નાચે તેવી, હાથ મળજો, તે પણ આપની જ સેવામા આપના ચરણોની સ્પર્શનામા જ ધન્યતા અનુભવે તેવા કાન મળજો, પણ આપના અનન્ત ગુણોનુ પાન કરવામા મસ્તાનીયન માણે તેવા

મારા ઉપકારી ભગવત! આ આખે હાથે, અનેકાને તો કાળા કામ કરવામા બાકી રાખી નથી ખેર, અભડાઈ ગયો છુ, પાપના પકથી, અભડાઈ ગયુ છે મારૂ સમગ્ર જીવન, અભડાયો છે આ દેહ હવે એને તો અડી જ બળી દેવા મૂકી દઈને હુ મારી જાતને લઈને ચાલી નીકળીશ હવે આ ખોળીયુ તો મારા માટે ત્રાસ રૂપ બન્યુ છે આ હાથ જોઉ છુ અને યાદ આવે છે એનાથી કાતરી ,ખેવા ખીસ્સા ? એ કાનને અડુ છુ અને યાદ આવે છે નિન્દા-કુથલીના રસ માણવાની એની જુગજૂની કુટેવ, હૈયુ જોઉ છુ અને સ્મરણમા આવી જાય છે અનેકનુ બગાડીને જાતનુ સુધાર વાના પાપ કાર્યોમા ખર્ચી નાખેલી એની હિમત

મારા દેવ! એટલે આ શરીર તો વોસરાવી જ દેવુ છે એનાથી મને જે કાઈ આપનુ દર્શન-કીર્તન પ્રાપ્ત થયુ છે એનો જો કોઈ લાભ છે તો એના બદલામા હવે મને સુદર મજાનો પવિત્ર દેહ મળજો, અને મારી ભાવના મુજબના આખ, કાન વિ. મળજો અરે! ભલેને કદાચ મારી જીભ તોતડુ બોલે તેવી હશે પણ જો તે તારા ગુણ ગાવામા જ

ઊલ્કહિત થઈ જતી હશે તો મને તે તોતડી–બોબીનો જરાય ખેદ નથી ભલે નિર્ધનને ત્યા જન્મ થજો, પણ ત્યા જો આપનુ શરણ પાછુ મળી જતુ હોય તો એ નિર્ધનતાનુ મને જરાય દુખ થનાર નથી

જીવનના છેડે છેડે, બચેલી બુદ્ધિના આરે પણ મને આપ મળી ગયા છો મારો જન્મારો સુધરી ગયો મારો સસાર સુધરી ગયો

હે પ્રભો! ગમે તેટલા કુકર્મ કર્યા છે પણ આજે આ એક સત્કર્મ એવુ કર્યુ છે કે જે બધાય કુકર્મને ઝાખા પાડી દે તેવુ છે એ સત્કર્મ છે આપનુ દાસત્વ સ્વીકારવાનુ આજે હુ આપનો દાસ બન્યો છુ હવેથી હુ આપનો જ દાસ બની રહુ એમ ઇચ્છુ છુ પ્રભો! સાચે જ આપનો સેવક છુ, આપનો ચાકર છુ, કિકર છુ આપનુ ફરજદ છુ આપ જ મારા સ્વામી છો મારૂ જીવન છો, મારા પ્રાણ છો ત્રાણ છો મારૂ સર્વસ્વ છો

કૃપાલુ ભગવત! મે તો આપને સ્વામી તરિકે સ્વીકારી લીધા છે પણ હવે હુ આપને પૂછુ છુ કે આપે મને આપના દાસ તરિકે સ્વીકાર્યો છે કે નહિ! મારા પ્રાણેશ્વર! આપ ઉત્તર આપો! હુ એ જાણવા માટે અત્યન્ત આતુર છુ! કેમ આપ મૌન રહ્યા છો! પ્રભો! મારા જીવન–મરણનો આ પ્રશ્ન છે! બસ! એક્વાર આપ 'હા' ભણી દો મારા આનદનો પાર નહિ રહે મારા ઉલ્લાસની કોઈ અવધિ નહિ રહે

મારા તરણુ તારણહાર! એકવાર 'હા' ભણી દો. હકાર ન કહેવો હોય તો જરામાથુ ધુણાવીને પણ મને જણાવી દો.

શું આપ કશું નહિ કહો? ખેર, તો ય હું હવે આપને નહિ મૂકું. આપ મને નહિ સ્વીકારો તો ય આપ જ મારા સ્વામી બની રહેશો. મારા જીવનના સુકાની બનશો.

દેવાધિદેવની શરણાગતિનો ભાવ ભાવતા દુષ્કૃતોની ગર્હા કરતા અને સુકૃતોની અનુમોદના વેદતા કેટલો સમય પસાર થઈ ગયો તેની પણ જાણ ન રહી!

અરે! મનુભાઈ અને નયનાબેન તો તન્ન શાન્ત બનીને જાણે બેસી ગયા! જરાય કુદાકુદ ન કરી! ધન્યવાદ હો તમને બેયને અને શાન્ત બની બેઠેલા તમામ અવળચંડા મિત્રોને! ખરેખર, આજ સુધી મેં કેવી ગંભીર ભૂલ કરી નાખી! હું માનતો હતો કે આજ્ઞા-યોગનું જીવન મારા માટે કઠિન છે કેમકે મન ઠેકાણે રહેતું નથી. ઇન્દ્રિયોની ચંચળતા જાતી નથી, કાયાની સુખશીલતા મને છોડતી નથી. પણ આ કેવો જબ્બર ભ્રમ!

આજે મેં પ્રત્યક્ષ અનુભવ્યું કે હું મનને તો જરુર સહાટ શાન્ત કરી શક્યો, કાયાનું તો અસ્તિત્વ જ ભૂલી ગયો. સમગ્ર સંસાર વીસરી ગયો! ઇન્દ્રિયોની ચંચળતા તો નજરે ય ન ચડી. જો બાલ્યવયથી જ સંસ્કારો કેળવ્યા હોત તો જરૂર મારા જીવનને કલ્યાણ માર્ગે વાળી દેત. ખરેખર, કંગાળ છું, અભાગીઓ છું, કે મારો કોઈએ હાથ ન ઝાલ્યો,

કરવા થઈને પણ કોઈએ મને બે સાચી વાત ન કહી અને કદાચ કોઈએ કહ્યુ હશે તો મે ન સાભળ્યુ મ મારના રંગ રાગમા, સ યોગોની પક્કડમા જાણીને આવી ગયો, અને આખુ ય જીવન બરબાદ કરી નાખ્યુ ! કોઈ દિવસ મે મારા અનત ઉપકારીઓનો દિલ દઈને વિચાર ન કર્યો, ત્યાગ તપ કર્યો કે દાન દીધા પણ તે ય ઘણીવાર તો લૂખા હૈયે! સતપ્ત ચિત્તે! વિશ્વમા જેનો જોટો ન મળે તેવો પાષાણ શિલ્પીને મળ્યો હોય, એમાથી પોતાના રાજાની બેનમૂન મૂર્તિ કોરી કાઢીને એને રીઝવવો હોય અને સાત સાત પેઢીના દારિદ્ર ટાળી દેના હોય એ વખતે પાષાણમાથી રાજાની મૂર્તિ કોતરતા શિલ્પીના હાથનુ એકેકુ ટાકણુ શી રીતે પડે! એમા કેટલી સાવધાની હોય ! ચિત્તની કેટલી સ્વસ્થતા હોય ! જરાક આધી પાછી આખ ગઈ, મન ક્યાક આડુ ઊતર્યુ , હાથ જરાક ધ્રુજી ગયો તો ટાકણુ અવળુ પડી જાય પત્થરની કાકરી આડી ઊડી જાય મૂર્તિ બેડોળ બની જાય આશાનો કિલ્લો તે જ ક્ષણે કડડડભૂસ કરતો તૂટી જાય!

શિલ્પીને મળેલા પાષાણ જેવુ જ મારૂ જીવન! એથી ય અમૂલ્ય આ જીવન! અને મે આધળા બનીને, બેભાન બનીને, ઉદ્ધત અને ઉચ્છૃ ખલ બનીને આ જીવન પાષાણ ગમે તે રીતે તોડી-ફોડી નાખ્યો! હવે ફરી ક્યાથી મળશે એ જીવન !

ખેર, ભૂતકાળ સમજાયો છે, એ જ આનદની વાત છે હવે રડવાની કાઈ જરૂર નથી, ભાવીમા ધર્મમય જીવન

જીવવા ની ભાવના ફલિત કરવી હોય તો વર્તમાનને પ્રતિપળ ઉજળો રાખવાનો નિર્ણય મારે કરી લેવો જોઈએ શેષ જીવનમા કયાય પણ ડાઘ ન પડી જાય, બહિર્મુખતામા ફસાઈ ન પડાય એનો દૃઢ સકલ્પ કરી લેવો જોઈએ આટલુ થશે તો ભાવી ઉજ્વળ છે

અતમા, હે અનતના સ્વામી! આપની પાસે હવે એટલી જ પ્રાર્થના છે કે આપના પ્રભાવથી મને સસાર પ્રતિનો વિરાગ-ભાવ પ્રાપ્ત થજો માર્ગાનુસારીપણુ પ્રાપ્ત થજો ઈષ્ટ ફલની સિદ્ધિ થજો હુ લોક વિરૂદ્ધનો ત્યાગ કરનારો થઉ ગુરુજનની સદૈવ સેવા ભક્તિમા તત્પર રહુ હમેશા કાઈને કાઈ પરાર્થ કરતો રહુ, મારા જીવનની આરીખૂટીને ઉકેલતા ગુરૂઓનો શુભ-યોગ મને મળતો રહે, અને આપના કલ્યાણકારી વચનની સેવા સદૈવ પ્રાપ્ત થાય આપના ચરણોનુ જે શરણુ સ્વીકાર્યુ છે તે હવે કદી ન ટળે

પ્રભો સદૈવ આપના ચરણ કમલની નજીક આ ભમરાને વાસ આપજો

આપના ગુણ-ગુજનમા એ મસ્ત રહેશે આપના ચરણોની ભક્તિમા એ લીન રહેશે શરણ્યના શરણે ગયેલો ભમરો જીવન જીવી જશે અને કઈકના જીવન જીવાડી જશે

अरिहते सरण पवज्जामि
सिद्दे सरण पवज्जामि
साहू सरण पवज्जामि
केवलिपनत्त धम्म सरण पवज्जामि

શરણાગતનો

# વિચાર વૈભવ

## ૧, વિજ્ઞાનનો અણમોલ ઉપકાર —

અગીમ કરુણાના સાગર સમા દેવાધિદેવે પરલોક જેવી ચીજ છે માટે વિષય વાસનાના ભયણ આવેગોને સત્વર બ્રેક મારો ' એમ સ્પષ્ટ અવાજે કહી દીધુ " "જીવ માત્ર જીવન ઈચ્છે છે માટે નાનકડા જીવનો પણ ભોગ લઈને, એની કબર ઉપર આનદ ન લુટશો એ પાપથી ન ખરડાશો એ પણ જણાવ્યુ '

આવી તો કેટકેટલી વાતો બતાવી અને આપણે સાભળી પણ ખરી છતા વૃત્તિઓના ઉકળાટ શમતા નથી! સસાર ભાવ જરાય વેગળો મુકાતો નથી! અરે! એનું રજ માત્ર પણ દુ ખ નથી!

શુ દેવાધિદેવની એ વાતો એટલે કોઈ રમૂજનો ટૂચકો માની લીધો છે!

પરલોક જેવુ માનવાનો જીવ ઇન્કાર કરે છે! પૃથ્વી-પાણી વિગેરેમા જીવતત્વની વાત તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય છે! અતરના ઊડાણમા આ બધી આધ્યાત્મિક વાતો તરફ કોઈ નફરત પેદા થઈ જાય છે!

નથી જાગતી શ્રદ્ધા આ તત્વમા! જેનુ સમગ્ર જીવન આધળી શ્રદ્ધા ઉપર જ પસાર થઈ રહ્યુ છે એને આ કલ્યાણ કારી તત્વોમા જ અશ્રદ્ધા! અવિશ્વાસ! સૂગ અને નફરત!

વનસ્પતિમા જીવ કહેનાર સૌ પ્રથમ કોણ હતા? શબ્દ પકડી શકાય એવી એક પૌદ્ગલિક વસ્તુ છે એવુ સર્વ પ્રથમ કોણે કહી દીધુ હતુ!

બે વાયુ ($H^2O$) ભેગા થતા તેમાથી જલ બને છે એ વાત વગર લેબોરેટરીએ દેવાધિદેવ કહી ગ્રયા હતા તેની તમને ખબર છે!

પૃથ્વી દડા જેવી ગોળ નથી પણ થાળી જેવી ગોળ છે એવુ હવે થઈ રહેલુ કેટલાક વૈજ્ઞાનિકોનુ પ્રતિપાદન દેવાધિદેવના સત્યની સપૂર્ણ તરફેણ કરતુ નથી!

વૈજ્ઞાનિકોએ જ હવે કહ્યુ કે એમનો માનેલો એટમ અન્તિમ પરમાણુ નથી! આ હકિકત પણ એવુ જ કહી ચૂકેલા પરમાત્મા તરફ બહુમાન પેદા ન કરે એવુ કેમ બને!

“ દરેક પુદ્ગલમાથી ‘રશ્મિ’નો ધોધ સતત વહ્યા કરે છે અને તેથી જ એક જગ્યાએ બેઠેલા પુરૂષના સ્થાને ૪૮ મિનિટ સુધી સ્ત્રીએ ન બેસવુ ” આ વાતની સત્યતા આજે વૈજ્ઞાનિકોએ પ્રગટ કરી આપી એક જગ્યાએથી માણસ ઉઠી જાય પછી પણ અડધા કલાક સુધીમા તે માણસનો ત્યા જ ફોટો લઈ શકાય છે (માણસ ન હોય તો પણ)

જો દેહમાથી રશ્મિ ન છૂટતા હોત તો આ વાત બની શકતી હતી?

છાપાવાળને બાળવારે છાપે ચડતી જાતિસ્મરણની વાતો વીતરાગ-સર્વજ્ઞ ભગવતોના સત્ય વચનની સાબિતિ નથી શુ?

આજના ટેલિવિઝનનુ મૌલિક તત્વ કોઈ નવી શોધ નથી! અને આઇન્સ્ટાઇનનો સાપેક્ષ-વાદ તો અમારા દેવાધિદેવના શાસનના પ્રાણ સમા સ્યાદ્વાદનો એક અંશ માત્ર છે એ વાતની આજના જગતને ક્યા ખબર છે?

અમારા વીતરાગ-સર્વજ્ઞ ભગવતોએ વગર લેબોરેટરીએ આવી તો કેટલીએ વાતો કહી દીધી છે અને તે ય અનતાનત તારકોએ એકમતે! એક અવાજે હવે એ વચનની સત્યતા માટે આથી વધુ શુ કહી શકાય!

છતા કમનસીબીની વાત છે કે એ તારકો પ્રતિ વિશ્વાસ જાગતો નથી

ભાત ચડી ગયો છે કે નહિ એનો નિશ્ચય કરવા માટે માત્ર ચાર દાણા જ દાબી જોવાના હોય છે એ ૪ દાણાના કાચા-પાકા ઉપર આખા ય તપેલાના ભાતનો નિશ્ચય થઈ જ જાય

અનેક અગમ-અગોચર જેવી બાબતોને વૈજ્ઞાનિકોએ સિદ્ધ કરી આપીને દેવાધિદેવના વચનની સત્યતા વિશ્વમા જાહેર કરી આપી છે

હવે બધા જ વિષયની સત્યતા સ્વયમેવ સ્વીકારી લેવી જોઈએ ભાતના દરેક દાણાને દાબીને તપાસવાનો ન હોય

છતા દેવાધિદેવના વચન ઉપર કેમ ઝુકી જવાતુ નહિ હોય? પરલોક કેમ દેખાતો નહિ હોય! કર્મનો ભય કેમ થતો નહિ હોય!

હા સમજાયુ

આવુ બધુ એક અવાજે સ્વીકારવા જાય તો વિષય-વાસનાનુ શુ થાય! ભોગ-લાલસાઓ મરી જ પરવારે! સસારના રગરાગ આપોઆપ સુકાવા માડે

આ જ નથી પાલવતુ ભવાભિનન્દી જીવોને! માટે જ નથી પાનવતી પેલી અડોલ શ્રદ્ધા

## ૨ વિશ્વોદ્ધારક તીર્થાધિપતિ –

અશરણ અસહાય જગતને જોઈને દેવાધિદેવનો આત્મા કકળી ઊઠયો

ક્યારે સર્વને આ ત્રાસમય દશામાથી મુક્ત કરૂ? પણ ઉપાય શો? આ વિરાટ પ્રશ્ન એ ધન્ય આત્માને વીટળાઈ વળ્યો

પણ એ મહામાનવે સમાધાન મેળવી લીધુ
પગ ઉપર કુહાડો માર્યો
મહાભિનિષ્ક્રમણ આદર્યું!

કેવલ્યનો પ્રકાશ લાધે નહિ, ત્યા સુધી કાયકારણ ભાવની અધૂરી કડીઓ સમજાય નહિ, માટે લાવ સૌ પ્રથમ આ આંતર પ્રકાશને પ્રગટ કરી દઉ સહુને શાસનરસી બનાવી દઉ

ઘોર સાધનાનો યજ્ઞ આરભાઈ ગયો! પણ આ શુ થયુ! વિશ્વના ઉદ્ધારની ભાવનાને આત્માના પ્રદેશે પ્રદેશમા બહેલાવનાર કેદમા!

એને કર્મ-સત્તાની નજર કેદ!

દેવાવાસમા ચરમ તીર્થપતિનો આત્મા નજર કેદ થઈ પડ્યો!

વિશ્વોદ્ધારક નજર કેદ થયા! સમગ્ર સૃષ્ટિ પળ પહેલા હસતી હતી હવે જાણે દુ ખમા ગરકાવ થઈ ગઈ! અમારો ઉદ્ધાર કરનાર નજર કેદ થયો!

પણ

એક સમય આવ્યો અને કેદમાથી મુક્તિ મળી

સમગ્ર સૃષ્ટિમા સર્વત્ર સુખ રેલાઈ ગયુ! આનદ આનદ છવાઈ ગયો! નારકમા ય પ્રકાશ પથરાઇ ગયો!

હાશ! અમારા ભાવી ઉદ્ધારક દુ ખમાથી મુક્ત થયા!

પણ વળી આફત!

દેવાવાસનાથી મુક્ત બનેલો એ પ્રચણ્ડ પુરૂષાર્થી દેવાત્મા ગર્ભાવાસમા ફસડાઇ પડયો!

વળી જાણે વિશ્વ દુ ખમાં ડૂબી ગયુ!

વિશ્વના ભાવી ઉદ્ધારકની કાળજી લેની હતી એક જ માતા ત્રિશલા! વિશ્વની સાચી માતા બનનારની કાળજી લેવામા માતા-ત્રિશલાએ કશી કમીના રાખી ન હતી

સમય પાકયો ગર્ભાતમાએ અધારી કોટડી ત્યાગી

આખુ ય વિશ્વ વળી જાણે મરક મરક હસી ઊઠયુ

અમારા ઉદ્ધારક દુખમુક્ત થયા!

વળી કાજળ-અધારી નાગ્કમા પ્રકાશના કિરણો પથરાઈ ગયા!

પણ વળી મુશીબત!

ગર્ભાવાસમાથી મુક્ત થએલો આત્મા ગૃહસ્થાવાસમા જકડાઈ ગયો! બે ય પગે લોખડી જ જીરો પડી! ગર્ભાવાસ કરતા ય ભૂંડો આ ગૃહસ્થાવાસ! ત્યા તો માતા પૂરી કાળજી કરતી આજે કોઈ એવી કાળજી ન લે!

સમગ્ર સૃષ્ટિમા જાણે સન્નાટો બોલાઈ ગયો! એ વિશ્વોદ્ધારક દિન-મણિ વળી કયા ફ્સાઈ પડ્યા!

પણ દુખિયારા જીવોનુ પુણ્ય ખરેખર તપતુ હતુ, મહા માનવનો પુરૂષાર્થ કુદાકુ કરી રહ્યો હતો!

એણે લોખડી જ જીરોને તડાક કરતી તોડી નાખી વિશ્વના ઉદ્ધારને ઝખતો આત્મા નાસી ગયો ઘેઘૂર વનમા

વળી એ વાર સહુના મુખ હસી ઊઠ્યા અમારો તારક હવે અમારી નજદીકમા આવી ગયો!

કૈવલ્યનો પ્રકાશ લાધે નહિ, ત્યા સુધી કાર્યકારણ ભાવની સઘળી કડીઓ સમજાય નહિ, માટે લાવ સૌ પ્રથમ આ આંતર પ્રકાશને પ્રગટ કરી દઉ સહુને શાસનરમી બનાવી દઉ

ઘોર સાધનાનો યજ્ઞ આરભાઈ ગયો! પણ આ શુ થયુ! વિશ્વના ઉદ્ધારની ભાવનાને આત્માના પ્રદેશે-પ્રદેશમા ભભિકાવનાર કેદમા!

એને કર્મ-સત્તાની નજર કેદ!

દેવાવાસમા ચરમ તીર્થપતિનો આત્મા નજર કેદ થઈ પડ્યો!

વિશ્વોદ્ધારક નજર કેદ થયા! સમગ્ર સૃષ્ટિ પળ પહેલા હસતી હતી હવે જાણે દુ ખમા ગરકાવ થઈ ગઈ! અમારો ઉદ્ધાર કરનાર નજર કેદ થયો!

પણ

એક સમય આવ્યો અને કેદમાથી મુક્તિ મળી

સમગ્ર સૃષ્ટિમા સર્વત્ર સુખ ફેલાઈ ગયુ! આનદ આનદ છવાઈ ગયો! નારકમા ય પ્રકાશ પથરાઇ ગયો!

હાશ! અમારા ભાવી ઉદ્ધારક દુ ખમાથી મુક્ત થયા!

પણ વળી આફત!

દેવાવાસનાથી મુક્ત થએલો એ પ્રચણ્ડ પુરૂષાર્થી દેવાત્મા ગર્ભાવાસમા ફસડાઇ પડયો!

વળી જાણે વિશ્વ દુ ખમા ડૂબી ગયુ!

બનાવતા-બતાવતા જ એ આત્મા સંસારાવાસમાંથી મુક્ત બની ગયો

આજે ક્યાંય અજવાળા ન થયા! ગગન એક ક્ષણને અંધકાર વ્યાપી ગયો!

વિશ્વોદ્ધારક તો ભલે અંતિમ બંધનમાંથી મુક્ત થયા, પણ અમારા તો પ્રાણ ગયા! અમારો આધાર ગયો!

આખુંય વિશ્વ શોક-સાગરમાં ડૂબી ગયું! ભક્તોને માથે તો જાણે વીજ પડી દેવો અને દેવેન્દ્રો દોડી આવ્યા વિશ્વોદ્ધારકના કાન્તિમય નિશ્ચેષ્ટ શરીરને જોઈને ત્યાં જ ઢગલો થઈ ગયા! માનવીના શ્વાસ અદ્ધર થઈ ગયા! દેવીના હૈયા થીજી ગયા

સહુ ક્રૂક ક્રૂક રોવા લાગ્યા

સમગ્ર પ્રકૃતિ જાણે ઉદાસ થઈ ગઈ કરમાઈ ગઈ

પશુ, પંખી, ફળ, ફુલ, નદી નાળા બધા ય સુનમૂન બની ગયા! વાયુ પણ થંભી ગયો!

વિશ્વોદ્ધારક ચાલ્યા ગયા! પણ શાસનનું નાવ સંસાર સાગરમાં મૂકતા ગયા! જે એમાં બેસે એને એ જરૂર તારે હેમખેમ પાર ઉતારે! પણ ક્યાં સુધી! એકવીસ હજાર વર્ષ સુધી જ ને! સમગ્ર ક્ષેત્રોના સર્વ કાળના સર્વ જીવોના ઉદ્ધાર-સામર્થ્યનું શું! હા એમનું સિદ્ધ પદ જ એ પ્રશ્નના ઉત્તર રૂપે જાણે બની ગયું છે

માત્ર ભરતક્ષેત્ર માટે નહિ પણ કોઈપણ આર્ય

ગૃહસ્થાવાસ છોડ્યો ત્યારે સમજાયું કે હજી તો એ મહામાનવ કર્મોવાસમાં આબાદ ફસાયેલો છે!

ત્રિભુવનના ઉદ્ધારની આડે આવતા પાપી કર્માંકુની જાતીને ચીરી નાખવા એ મહામાનવે વાઘનખ પહેર્યા અને ભયાનક કર્માંશુઓને ભેદીને ખતમ કરી દીધા!

પ્રકૃતિએ ઊંચા સાદે જાહેર કર્યું, 'મહામાનવનો કર્મોવાસ ભેદાઈ ગયો!

ચૌદ રાજ લોકમાં પ્રકાશ પ્રકાશ થઈ ગયો!

ગઈ કાલનો મહામાનવ આજે મહાદેવ બન્યો! કૈવલ્યનો પ્રકાશ પ્રાપ્ત થઈ ગયો! સર્વના ઉદ્ધાર કાજે શાસનની સ્થાપના કરી

દેવોએ ચરણ ચૂમ્યા, દેવીઓએ ટગર-ટગર એમના દર્શન કીધા! માનુષીએ ઓવારણાં લીધા, માનવો પ્રભુના અનન્ય ભક્ત બન્યા!

પ્રકૃતિ પણ સર્વાંગે એમના ચરણે આળોટવા લાગી!

આત્મા પરમાત્મા બન્યો!

પણ હજુ એ સાધનાની વણઝાર ચાલી જ જાય છે સર્વના ઉદ્ધારનું સ્વાભાવિક કાર્ય તો હજુ ય સંપૂર્ણ રીતે આરંભાયું નથી

સંસારાવાસમાં એ પ્રભાવનો પૂજ હજી જકડાઈ રહ્યો છે! પણ એક વાર જગતને સુખ-દુઃખના કાળ્યોની કડીઓ

બતાવના-બતાવના જ એ આત્મા નમસ્કારવાનમાથી મુક્ત બની ગયો

આજે ક્યાય અજવાળા ન થયા! અરર એક ક્ષણનો અધકાર વ્યાપી ગયો!

વિશ્વોદ્ધારક તો ભલે અતિમ બધનમાથી મુક્ત થયા, પણ અમારા તો પ્રાણ ગયા! અમારો આધાર ગયો!

આખુ ય વિશ્વ શોક-સાગરમા ડુબી ગયુ! ભક્તોને માથે તો જાણે વીજ પડી દેવો અને દેવેન્દ્રો દોડી આ ના વિશ્વોદ્ધારકના કાન્તિમય નિશ્ચેષ્ટ શરીરને જોઈને ત્યા જ ઠગલો થઈ ગયા! માનુષીના શ્વાસ અદ્ધર થઈ ગયા! દેવીના હૈયા થીજી ગયા

સહુ ફફક ફફક રોવા લાગ્યા

સમગ્ર પ્રકૃતિ જાણે ઉદાસ થઈ ગઈ કરમાઈ ગઈ

પશુ, પખી, ફળ, ફુલ, નદી નાળા બધા ય સૂનમૂન બની ગયા! વાયુ પણ થભી ગયો!

વિશ્વોદ્ધારક ચાલ્યા ગયા! પણ શાસનનુ નાવ મઝધાર સાગરમા મૂકતા ગયા! જે એમા બેસે એને એ જરૂર તાર હેમખેમ પાર ઉતારે! પણ ક્યા સુધી! એકવીસ હજાર વર્ષ સુધી જ ને! સમગ્ર ક્ષેત્રોના સર્વ કાળના સર્વ જીવોના ઉદ્ધાર-સામર્થ્યનુ શુ! હા એમનુ નિદ્ધ પદ જ એ પ્રશ્નના ઉત્તર રૂપે જાણે બની ગયુ છે

માત્ર ભરતક્ષેત્ર માટે નહિ પણ કોઈપણ આર્ય

ક્ષેત્રમાથી, કોઈ પણ આત્મા, સિદ્ધ બનેલા એ અરિ હત-ભગવતનુ વાસ્તવિક આલબન લે કે પરમાત્મા બને!

માત્ર થોડા સમય પૂરતી આ વાત નથી આ તો અનત-અનત કાળ માટેની વાત છે, અને તેથી જ પર માત્મા સવ નુ શ્રેય કરનાર કહેવાય છે

## ૩ પરલોક દૃષ્ટિ

આપણુ વર્તમાન માનવ જીવન એટલે ડાલ ડાર્નેગીનો એર-ટાઇટ કમ્પાર્ટમેન્ટ નથી કે જેની પૂર્વે કાઈ ન હતુ, પછી પણ કશુ ય નથી

નથી એ પાણીનો પરપોટો જે પાણીમાથી ઉત્પન્ન થાય અને પાણીમા જ મળી જાય

આવુ જ જો જીવનનુ અસ્તિત્વ હોત તો સદ્ધર્મ જેવી કોઈ ચીજની જરૂર ન હોત

પણ આ જીવનની પૂર્વે અનત જીવનો હતા અને પછી પણ કેટલાય જીવનોની હારમાળા સભવિત છે માટે જ દેવાધિદેવે નિરૂપેલા વાસ્તવિક ધર્મની સાધના કરી લેવાનુ અનિવાર્ય છે

પરલોક દૃષ્ટિ જેટલી સ્વચ્છ, એટલી જ ધર્મસાધના સ્વચ્છ

પરલોકનો ભય ધર્મમા પ્રીત જગાડે

પરલોક છે' એ વાતને જે આત્મસાત કરી લે

છે એને માટે ધર્મ સાધનાનો કાંટાળો-કઠોર માર્ગ પણ સુંવાળો પુષ્પની પાંખડીશો' કોમળ બની જાય છે

મૃત્યુનો પડદો ચીરી નાખીને પરલોકને સતત જોયા કરો તમારી આંખ સામે જેટલા સ્પષ્ટ અને સ્વચ્છ આ શબ્દો દેખાય છે એથી ય વધુ સ્વચ્છ અને અસંદિગ્ધ દર્શન પરલોકનુ કરતા રહો

આંખ સામે લસલસતુ રૂપ દેખાય અને જીભને મન ગમતો સ્વાદ મળી જાય તે વખતે જીવ મુંઝાઈ જાય છે એ રૂપ-રસમા ક્ષણ ભર માની લઈએ કે એ રૂપ-રસ સુખદ વસ્તુ છે પણ તેથી શુ તેનો સ્વીકાર કરી લેવો? એના ભોગથી નીપજનારા ભયાનક પરિણામોની આગાહી કરતુ જિન વચન, એ તરફ વધતા આપણને પાછો ધક્કો ન મારી દે? તાલપુટ વિષના એક જ કણવાળો દુધપાકનો કટોરો ગમે તેટલો મીઠો લાગે છતા એને મોએ અડાડવાની કલ્પના પણ ન કરી શકનાર અહી કેમ ભાન ભૂલતો હશે? પરલોક દૃષ્ટિનો અભાવ જ કારણ નહિ હોય!

૪ ઈચ્છા-રોધનો અભ્યાસ –

દેવાધિદેવના વચનનો કટ્ટર પક્ષપાત એની ઉપર અસીમ બહુમાન તો ચાર ય ગતિમા સુલભ છે પરન્તુ એ વચન બહુમાનમાંથી નિષ્પન્ન થતુ ઈચ્છારોધનુ ફળ તો સામાન્યત માનવ ગતિમા જ શક્ય છે એટલે બીજે બધે અછત છે, ઇચ્છા-રોધના ફળવાળા વચનબહુમાનની

અઠગવાળી વસ્તુને જ આ જીવનમા મેળવી લેવામા ડહાપણ છે

ડગલેને પગલે ઈચ્છા રોધ કરતા રહીએ કોઈવાર ચાનો કપ છોડી દઈએ તો ક્યારેક ચોપડેની ગોટલી છોડી દઈએ, તો ક્યારેક અમુક દ્રવ્યથી વધુ વાપરવાનો ત્યાગ કરી દઈએ

આવી જાતના નાનકડા ઈચ્છા-રોધથી પણ વિષયા સક્તિના મૂળીયા ઢીલા પડી જાય છે

વારવાર બહાર ખેચાતો એક રોપ બદ્ધમૂલ બની શકે નહિ, અશત કરમાઈને છેવટે ખલાસ થઈ જાય

નાનકડા ઈચ્છારોધમા ય આવુ જ બને છે આવો ઈચ્છારોધ એટલે શુક્લ પક્ષમા પ્રવેશેલો બીજનો ચાદ જે આપોઆપ પુર્ણિમાનો ચાદ બનશે અધકારમય જીવનમા ચોમેર પ્રકાશ પાથરશે

વહેલામા વહેલી તકે બીજનો ચાદ ઉગાડી દેવાનુ કતવ્ય આપણે હલ કરીએ

## ૫ વિષ ઉતારતી નોળવેલ

કહેવાય છે કે જ્યારે નોળિયો સાપ સાથે લડે છે ત્યારે નોળવેલ સૂઘતો રહે છે લડતો-લડતો ગમે તે રીતે સાપને નોળવેલ પાસે ખેચી લાવે છે પછી એનો વિજય બફર બની જાય છે સાપના તીવ્ર દશથી નોળીયાના શરી

રમા વ્યાપી જતુ ઝેર નોળવેલ સુઘતાની સાથે ઊતરી જાય છે

વિષયાસક્તિના દારૂણ વિષ ઉતારી નાખવા માટે જ જિન-બિમ્બ અને જિનાગમની નોળવેલ ઠેર ઠેર ઉગાડેલી જોવા મળે છે વિષયાસક્ત જીવો આ નોળવેલને સતત સૂઘતા રહે તો શુ આસક્તિના વિષ ઊતરી ન જાય? એટલુ જ નહિ પણ એ વિષના ઘૂટેઘૂટ પીવાની અનાદિ દુર્બુદ્ધિ પણ નષ્ટ ન થઈ જાય? જીવનુ કલ્યાણ નજ્દીકમા જ આવી જઈને આટા મારતુ ન દેખાય?

## ૬ સગ્રહખોરી ભયકર પાપ -

સાભળ્યુ છે કે જગતમા હલકુ ઘાસ કહેવાય છે

પણ શુ આ ઘાસથી ય હલકી યાચક વૃત્તિ નથી કે જે જીવનને દીન-હીન બનાવી દે છે?

અને આનાથી પણ બદતર અત્યન્ત હલકી સગ્રહખોરી નથી-કે જે બીજાના જીવનોનુ અસ્તિત્વ જ વીસરાવી દે છે -જે લોકો હજારોની કબરો ઉપર બેસીને આનદ માણે છે?

## ૭ વિકાસનુ અજ્ઞાત પાસુ -

માનસ શાસ્ત્રીઓ માનવ મનના બે વિભાગ પાડે છે જેમા એક મનને જાગ્રત મન (Conscious) અને બીજા મનને સુષપ્ત (Sub-Consciou ) મન કહે છે

અછતવાળી વસ્તુને જ આ જીવનમા મેળવી લેવામા ડહાપણુ છે

ડગલેને પગલે ઈચ્છા-રોધ કરતા રહીએ કોઈવાર ચાનો કપ છોડી દઈએ તો ક્યારેક ચોપડની ઝટલી છોડી દઈએ, તો ક્યારેક અમુક દ્રવ્યથી વધુ વાપરવાનો ત્યાગ કરી દઈએ

આવી જાતના નાનકડા ઈચ્છા-રોધથી પણ વિષયાસક્તિના મૂળીયા ઢીલા પડી જાય છે

વારવાર બહાર ખેચાતો એક રોપ બદ્ધમૂલ બની શકે નહિ, અશક્ત કરમાઈને છેવટે ખલાસ થઈ જાય

નાનકડા ઈચ્છારોધમા ય આવુ જ બને છે આવો ઈચ્છારોધ એટલે શુકલ પક્ષમા પ્રવેશેલો બીજનો ચાદ જે આપોઆપ પુણિમાનો ચાદ બનશે અંધકારમય જીવનમા ચોમેર પ્રકાશ પાથરશે

વહેલામા વહેલી તકે બીજનો ચાદ ઉગાડી દેવાનુ કતવ્ય આપણે હલ કરીએ

## ૫ વિષ ઉતારતી નોળવેલ

કહેવાય છે કે જ્યારે નોળિયો સાપ સાથે લડે છે ત્યારે નોળવેલ સૂઘતો રહે છે લડતો-લડતો ગમે તે રીતે સાપને નોળવેલ પાસે ખેચી લાવે છે પછી એનો વિજય અફર બની જાય છે સાપના તીવ્ર દશથી નોળીયાના શરી

સઘળી પાપ-વૃત્તિઓ જાગ્રત મનમા ધસી આવીને એના મનનો કબજો લઈ લે છે

અકસ્માત તો આવવાના આઘાતો-પ્રત્યાઘાતો તો થયા જ કરવાના આવી પળો આપણા જીવનને બરબાદીના માર્ગે ઢસડી ન જાય તે માટે સુખી જીવનની ક્ષણોમા હમેશ સદ્વિચાર કરવો જોઈએ, અને સદ્વર્તન રાખવુ જોઈએ વાચનમા ક્યાય હલકુ તત્વ અથડાય નહિ તેની વિશેષ કાળજી લેવી જોઈએ, દૃષ્ટિમા ક્યાય મલિનતા પેસી ન જાય તેની સાવધાની રાખવી જોઈએ નહિ તો, એ બધુ ય મેલુ સુષુપ્ત-મનમા ખડકાઈ જશે અવસર આવતા જીવન ક્યાક ઝડપાઈ જશે

આજથી જ દૃઢ સકલ્પ કરી લો કે, "સુષુપ્ત મનમા મલિનતાનો કણ પણ પેસી ન જાય તે માટે મારા વિચાર અને વર્તન ઉપર હુ ચોવીસે કલાકનો જાગતો ચોકી પહેરો રાખીશ"

## ૮ સઘળુ છે નાશવત -

સાસારિક જીવ માત્ર અજાઈ જાય છે પદાર્થના રૂપ રગમા, ડબાઈ જાય છે એની ભભકમા

પણ પદાર્થોના એ રૂપ-રગમા ચોટેલુ કલક જો એની નજરે ચડી જાય તો આ આકર્ષણ આચકો ખાઈને એકદમ પાછુ પડી જાય

રૂપ ગમે તેટલુ મજાનુ હોય, રસ ગમે તેટલો

આ વાત ઉપર વિચાર કરતા આપણા જીવનના વિકાસનુ એક અજ્ઞાત પાસુ નજરે આવી પડે છે

પ્રત્યેકના જીવનમા ઘેરી આધીઓ આવે છે, અને ચાલી પણ જાય છે, જીરલેણ અકસ્માતો પણ ક્યારેક આવી જાય છે, આગબરી વેદનાઓ સમગ્ર શરીરને ઝાળ લગાડી દઈ જર્જરિત પણ કરી નાખે છે

આવા વખતે માનવ કા તો દાનવ બને છે, કા તો મહામાનવ થઈ જાય છે

આઘાતો–અકસ્માતો–અને પ્રત્યાઘાતોની ક્ષણો માનવ જીવનના વિકાસ કે વિનાશની ધન્ય કે ક્રૂર પળો બની રહે છે

જે માનવના સુષુપ્ત મનમા સદ્ભાવના અને શુભ–સકલ્પોના ગજ ખડકાયા છે એ માનવ અકસ્માતની ક્ષણે મહામાનવ બની જાય છે કેમકે એ વખતે સુષુપ્ત મનમા ભેગા થઈને શાન્ત પડી રહેલા એ શુભ–મનોગ્રથો એકદમ ધસી આવે છે જાગ્રત મનમા પોતાનુ સ્થાન જમાવી લે છે આ સ્થિતિ સર્જાતા માનવ પાપ કરી શકતો નથી

પણ સમગ્ર જીવન કાળ દરમિયાન જેણે તુચ્છ ભાવનાઓને જ એ સુષુપ્ત મનમા ભેગી કરી છે એ માનવ એક જ પળમા માનવ મટી દાનવ બની જાય છે, અથવા તો ક્યારેક દીનહીન બની જાય છે

સઘળી પાપ-વૃત્તિઓ જાગ્રત મનમા ધસી આવીને એના મનનો કબજો લઈ લે છે

અકસ્માત તો આવવાના આઘાતો-પ્રત્યાઘાતો તો થયા જ કરવાના આવી પળો આપણા જીવનને બરબાદીના માર્ગે ઢસડી ન જાય તે માટે સુખી જીવનની ક્ષણોમા હમેશ સદ્વિચાર કરવો જોઈએ, અને સદ્વર્તન રાખવુ જોઈએ વાચનમા ક્યાય હલકુ તત્વ અથડાય નહિ તેની વિશેષ કાળજી હોવી જોઈએ, દૃષ્ટિમા ક્યાય મલિનતા પેસી ન જાય તેની સાવધાની રાખવી જોઈએ નહિ તો, એ બધુ ય મેલુ સુષુપ્ત-મનમા ખડકાઈ જશે અવસર આવતા જીવન ક્યાક ઝડપાઈ જશે

આજથી જ દૃઢ સકલ્પ કરી લો કે, "સુષુપ્ત મનમા મલિનતાનો કણ પણ પેસી ન જાય તે માટે મારા વિચાર અને વર્તન ઉપર હુ ચોવીસે કલાકનો જાગતો ચોકી પહેરો રાખીશ"

## ૮ સઘળુ છે નાશવત :–

સાસારિક જીવ માત્ર અજાઈ જાય છે પદાર્થના રૂપ રગમા, ડઘાઈ જાય છે એની ભભકમા

પણ પદાર્થોના એ રૂપ-રગમા ચોટેલુ કલક જો એની નજરે ચડી જાય તો આ આકર્ષણ આચકો ખાઈને એકદમ પાછુ પડી જાય

રૂપ ગમે તેટલુ મજાનુ હોય, રસ ગમે તેટલો

આહ્લાદક હોય અને શબ્દ ચાહે તેટલો મધુર હોય પણ એ બધુ ય નાશવત છે એનુ શુ ? ક્ષણિક વસ્તુમા રાચ નારને એક ક્ષણ પછી જ રોવુ પડશે તેનુ શુ ?

નાશવતતાનુ અસહ્ય કલક સર્વત્ર લાગી ચૂકયુ છે

માનવની નજરે આ વાત ચડી જાય તો એ બધા ય પર્યાયોથી પાછો હટી જાય નશ્વરને ભેટવા જતા જે ઈશ્વર ભૂલાયો હતો તે પાછો મનોમદિરમા આવી જાય નહિ તો હવેલી લેતા ગુજરાત ખોયા જેવુ થાય!

નાશવતતાના કલકને હૃદયથી જોયા વિના વિરાગ ટકી શકતો નથી વીતરાગ ભજી શકાતો નથી

૯ અશુભ વૃત્તિને નીવારવાના ૪ માર્ગ –

કેટલાક માને છે કે જીવનમા જે કોઇ ભોગ વૃત્તિ જાગે છે તે બધીને તેનો ભક્ષ્ય આપીને જ શાન્ત પાડી દેવી જોઇએ

બીજા કેટલાક એમ કહે છે કે નહિ, એમ તો કદી ન થાય વરૂ-વૃતિને ભક્ષ્ય આપીએ તેમ તે વધુ ભૂખી થાય વધુને વધુ માગણી કરતી જાય જેને પહોચી વળતા કમર વાકી થઈ જાય માટે એમ ન કરતા એ વૃત્તિઓને સજ્જડ રીતે દાબી જ દેવી જોઇએ

આ માર્ગ પણ તદ્દન અયોગ્ય છે વૃત્તિઓનુ દમાણુ કરો તો અવસર આવતા બમણા વેગથી જ ઉછળવાની

ચિત્તને પૂર્ણ શાન્તિ આપવા માટે તો વૃત્તિનો અપ્રશસ્ત વિષય દૂર કરીને ત્યા પ્રશસ્ત વિષય ગોઠવી દેવો જોઈએ, અથવા તો મનમા ઘર કરી ગયેલી તુચ્છ સમજણનુ ઉર્ધ્વીકરણ કરવુ જોઈએ

કચન કે કામિની ઉપરના રાગની વૃત્તિ ત્યાથી ઉઠાવી લઈને દેવાધિદેવ ઉપર સ્થિર કરી દેવામા આવે તો એ જ રાગ પ્રશસ્ત બનીને ચિત્તને સ્વચ્છ આનદ આપે

અથવા એ કચન કે કામિનીના સબધમા આપણા મનમા ઘર કરી ગયેલી ખોટી માન્યતાઓનુ વિસર્જન કરી દેવુ જોઈએ તે માટે ધન-મુચ્છાથી થતા કારમા નુકશાનો, સ્ત્રીના રૂપમા છુપાયેલા અશુચિ પદાર્થો વિગેરેનુ સૂક્ષ્મ ચિતન કરવુ જોઈએ એ બધાયમા રહેલી નાશવતતાને વિચારવી જોઈએ

આ બે છે વૃત્તિના વિસર્જનના શ્રેષ્ઠ માર્ગ ભોગવી લેવાથી કે દાબી દેવાથી વૃત્તિનુ વિસર્જન શક્ય નથી એથી તો એ વૃત્તિઓ વધુ મજબૂત પગદડો જમાવવા સમર્થ બને છે

બાળકને ઉધરસ થઈ છે છતા અજ્ઞાનને લીધે પીપરમીટ ખાવાની તીવ્ર ઇચ્છા જોર કરે છે જો એના પિતા એને પીપરમીટ ખવડાવી દે અથવા તો આખ લાલ કરીને એની વૃત્તિને કચડી નાખે તો તે ગભીર ભૂલ કરી બેસે છે કેમકે આ બેય માર્ગે બાળકની વૃત્તિ વધુ સતેજ બને

છે, આના બદલે એ જ રસ ને બિન નુકશાનકારક વસ્તુમા ફેરવી નાખવામા આવે અથવા તો પીપરમીટના નુકશાનોની સાદી સમજણ આપવામા આવે તો એ વૃત્તિ બેધડક શમી જાય અને બાળક પીપરમીટની વૃત્તિનો ત્યાગ કરીને પણ આનદિત રહે છે આનુ જ નામ છે વૃત્તિના વિષયની બદલી. સમજણનુ ઊર્ધ્વીકરણ

૧૦ બાહ્ય અને આતર સસાર –

આપણા જીવનમા બે સસાર છે

એક બાહ્ય સસાર બીજો આતર સસાર બાહ્ય સસારમા વસવાટ છે કચન કાયા કામિની અને કુટુ બનો સસારી આત્માને રમવાના આ ચાર કુકા છે સહુ રમે છે આ કુકાથી પણ સહુ એમા આનદ મેળવી શકતા નથી ઘણુ કરીને તો બધા ય આ કુકામા દુ ખી થયા છે, ત્રાસ પામ્યા છે

એનુ કારણ છે આતર સસારની અશુભતા આતર સસારમા વસવાટ કર્યો છે શુભાશુભ વૃત્તિઓએ

જેના આતર-સસારમા કામ ક્રોધની, અસતોષ અસૂયા કે ઇર્ષ્યાની–અશુભ વૃત્તિઓનો ચરુ ઉકળી રહ્યો છે એનો બાહ્ય સસાર કદાપિ સુખદ બની શકતો નથી કચન્સી નોટો એને આનદ આપતી નથી પત્ની એને હસાવી શકતી નથી સ્વજનો જાણે ખાવા ધાય છે અને શરીરનુ યન્ત્ર પણ વારવાર ખોટવાઇ જાય છે

જેના આંતર-સંસારમા સંતોષ નિસ્પૃહતા અનાસક્તિ વિગેરે વૃત્તિઓના ઉપવન મહેક મહેક થઇ રહ્યા છે એનો બાહ્ય સંસાર અવાચ્ય સુખ-શાન્તિ આપવા સમર્થ બને છે પછી ભલેને એ બાહ્ય સંસારમા નાનકડી ઝુંપડી હોય, રોગિષ્ટ કાયા હોય, કાળુ રૂપ હોય, કે રસોડામા હાંડલા, કુસ્તી કરતા હોય

તમારે સુખ અને શાન્તિ જોઇએ છે ?

તો બહાર ન દોડો આંતર-સંસારમા સાફસૂફી કરવા લાગી જાઓ શુભ-વૃત્તિના રોપ રોપી દો, પછી બાહ્ય સંસાર ગમે તેવો હશે તો ય સાગરના નીર જેટલુ સુખ આપશે અને આંતર-સંસારમા તોફાન મચ્યા હશે તો બાહ્ય-સંસારને નીચોવશો તોપણ સુખનો છાંટો ય જોવા નહિ મળે કેમકે એવા બાહ્ય સંસારમા સુખનુ નામ જ નથી, તો નીચોવવાનુ શુ ? અને મેળવવાનુ શુ ?

## ૧૧ ભૂલ કબુલતા શીખો

વિકાસના માર્ગે ચાલ્યો જતો માનવ સાવધાન રહે છતા ક્યાક ભૂલ કરી બેસે તે સુસંભવિત છે પણ તેટલા માત્રથી તેનો વિકાસ અટકી જાય છે તેમ તો ન કહેવાય ભૂલને ભૂલ રૂપે જેને જોતા આવડે છે અને એ ભૂલને કબુલવા જેટલુ જેનામા સત્વ છે અર્થાત્ ભૂલનો જે એકરાર કરી શકે છે એનો વિકાસ તો બેવડી ગતિએ વધવા માડે છે

આપણે આરાધનાના માર્ગે આગળ વધવુ છે? તો ભૂલોને જોતા અને કબૂલતા શીખી લેવુ પડશે

ભૂલને ભૂલ રૂપે સ્વીકારનારને એનો ભારે દુઃખ અને અજંપો હોય છે એ ભૂલને વહેલી તકે દૂર કરવા તલપતો હોય છે એ તલપ જ એની ભૂલને અવશ્ય દૂર હડસેલી દે છે એટલી દૂર કે ફરી એનુ દર્શન પણ ન થાય!

આગળ વધવા માટેની આ એક જ શરત છે 'ભૂલ થાય તો તેને દિલથી કબૂલતા જાઓ

૧૨ કલ્યાણ મિત્રનો સગ

ધર્મને રગે પૂરા રગાઈ જવાની ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવા પૂર્વે અનેક કક્ષાઓમાથી પસાર થવુ પડે છે પણ એ બધી કક્ષાની પણ પહેલા-સૌ પહેલા-જરૂર છે કલ્યાણ મિત્રના સત્સગની

તમને જો કોઈ કલ્યાણ મિત્રનો સગ થઈ જાય તો તમે નક્કી સમજજો કે હવે તમારૂ જીવન પ્રગતિને પથે ઝપાટાબધ કૂચ કરતુ જશે આગળ આગળની સઘળી કક્ષાઓમાથી તમે આપોઆપ પસાર થતા જશો

પરગામ જવા માટે જરૂર છે માત્ર ગાડીમા બેસવાની ટિકિટની ટિકિટ લઈને ગાડીમા બેઠા એટલે બધુ ય આપણી સરકારના માથે નદી-નાળા ઓળગી આપવાના, અને ખાડા-ટેકરા એણે જ કુદાવી આપવાના મુસાફરે તો કશુ ય નહિ

કરવાનુ એ ઘસઘસાટ ઊંઘી જાય તોય ચાલે નદી-નાળા વિગેરેને પાર કરવાની કશી ચિંતા એના માથે નહિ

આવુ જ સત્સગની ટિકિટમા છે એકવાર કલ્યાણ મિત્રનો સગ થયો, એ સગનો રગ લાગી ગયો, એટલે આગળનુ બધુ ય કામ ટપોટપ થવા માડે આરાધનામા ઉલ્લાસ ન આવતો હોય તો ઉલ્લાસ આવવા લાગે, તપ કરવા તરફ અરૂચિ હોય તો રૂચિ પેદા થવા લાગે, દેવાધિદેવને ભેટતા કોઈ સવેદન ન થતુ હોય તો તે ય થવા લાગે, દાન દેવાની ભાવના જાગે શીલ પાળવાના મનોરથ થાય, એવુ તો ઘણુ ઘણુ નવુ રાચરચીલુ અતરના મદિરમા ગોઠવાતુ જાય, અને જૂની, જાગપુરાણી-ભવપુરાણી દોષોની ધૂળ, બહાર ફેકાવા લાગે,

ચોમેર નવો પ્રકાશ પથરાઈ જાય

નવી દૃષ્ટિ લાધી જાય

સમગ્ર સસાર જુદા જ રૂપમા દેખાવા લાગે

નવુ જીવન મળે

કલ્યાણ મિત્રનો સગ અજ્ઞાન ટાળે સાચી સમજણ મેળવી આપે

સમજણ આવી એટલે કલ્યાણ મિત્રનુ કાર્ય પૂરૂ થયુ કેમકે બાકીનુ બધુ કાર્ય સમજણથી થતુ જ જાય કશુ ય કહેવુ ન પડે માર્ગ ચીંધવો ય ન પડે

સમજદાર માણસને મોક્ષ હથેલીમા દેખાય

સદૈવ કલ્યાણ મિત્રના સગી બનજો

## ૧૩ આપત્તિનો સ્વીકાર કરીએ; સામનો નહિ

પ્રતિકુળતાને રોશો નહિ એનાથી ડરશો નહિ નાસ ભાગ કરશો નહિ

જીવનનુ નક્કર ઘડતર કરનાર આ પ્રતિકુળ સયોગો છે

જીવનને સુદર ઘાટ આપવા માટે પ્રતિકુળ-સયોગોમા ઝપલાવ્યા વિના નહિ ચાલી શકે

અનુભવોનુ નક્કર જ્ઞાન, જીવનનુ વાસ્તવિક ભાન, જગતનુ સ્વચ્છ દર્શન, પ્રતિકુળતા વહોરી લીધા વિના તો શક્ય જ નથી

નદી સાગરને મળે છે ત્યારે આડા ઊભા રહેવા પત્થરોથી એ ડરતી નથી, ખડકોને ભેદી નાખતા જરાય પાછી પાની કરતી નથી ત્યારે જ તે સાગરને મળવાના કોડ પૂરા કરે છે ને!

અષાઢી વાદળોના થર જોઇને સૂરજ ભડકી ઊઠતો નથી પણ એના પ્રકાશ-બળ ઉપર એ મુસ્તાક હોય છે અને તેથી જ તો વાદળોને પલાયન કરી મૂકે છે ને!

"માળી મને ચૂટી લેશે તો!" એ ભયથી પુષ્પ કદી કરમાઈ જતુ નથી એ તો જન્મે છે સોયથી વીધાવા અને ઈજા પામવા છતા ય મહેકાવે છે સુગધિ ખીલવાનો એનો સ્વભાવ છે ખીલવામા જ એ જીવનનો આનદ મેળવે છે

મરી જવુ એ તો ટાળી ન ટળે, એવી જીવનની તદન સાહજિક બાબત છે એની તે ભડક હોય! ભડકી

જઈને ખીલવાને બદલે મુરઝાઇ જવુ એ કરતા મરી જવુ બહેતર નથી!

માનવે પણ ખીલતા જ રહેવુ હોય તો પ્રતિકૂળતાઓનો સામનો ન કરતા સ્વીકાર કરતા શીખી લેવુ જોઈએ અહી લાચાર બનશો તો મુઝાઈ જશો જીવનના વાસ્તવિક આનંદ કૂપ ઢોળાઈ જશે

સઘળાય દુખો વચ્ચે જીવન 'હોલી ડે' જેવુ લાગે તો જ જીવન એ જીવન કહેવાય

તો હવે દેવાધિદેવ-ચીધ્યા માર્ગે ચાલીને પ્રતિકુળતાને હસતે મોએ વેઠી લેશોને! બહાદૂરી હોય તો પ્રતિકુળતાની આગથી નાસવાના બદલે એ આગના ભડકા વચ્ચે બેસીને હિમાલયની ટાઢનો અનુભવ કરતા શીખી જજો એમા જ આપણો સપૂર્ણ વિજય છે

## ૧૪ વ્યષ્ટિ અને સમષ્ટિ -

વ્યક્તિત્વને ઝળકાવવાનો કદી પક્ષ ન કરશો 'અહુ' અને 'મમ' નો ભૈરવ નાદ વ્યક્તિત્વની ઉપાસનાના માટે તમને પડકારશે પણ તમે એનાથી બીશો નહિ એની સુકી વાણી સલાહથી લલચાશો નહિ એકત્વતાના આનદમા અટવાઈ જશો નહિ

ઉપાસના તો સ્વત્વની કરજો

સ્વત્વની ઉપાસના સત્વ ખીલવે સાત્વિક આત્મા સ્વાર્થને અચૂક વીસરે

સ્વત્વ તમને તમારાપણું ભુલાવશે, અને સમિષ્ટનું એક અખંડ અંગ બનાવશે

વ્યક્તિત્વના રંગ રાગમાં વાસનાઓ પડી પાથરી રહે સમષ્ટિના જીવનમાં અનાસક્તિ સર્વત્ર વ્યાપી જાય

સાગરમાં સમાઈ ગયેલું જલ-બિંદુ જીવન ટકાવી શકે છે, સોનેરી કિરણોના સંગે એ જીવનને ચમકાવી પણ શકે છે પણ એજ જલબિંદુ સાગરને તિરસ્કારીને જૂદું પડી જાય તો! જીવનનું અસ્તિત્વ રફેદફે ન થઈ જાય! એજ સુવર્ણકિરણ એનો ભોગ ન લઈ લે! પછી ચળકાટની તો વાત જ ક્યાં કરવી!

સાંભળ્યું છે ને?–' વ્યક્તિ મટી હું બનું વિશ્વમાનવી, માથે ધરૂં ધૂળ વસુન્ધરાની"

## ૧૫ વિયોગમાં આનંદ!

ઇષ્ટ સંયોગોમાં તો અનાદિ કાળથી આનંદ માનતા આવ્યા છો હવે વિયોગમાં ય હસતા-મરકતા શીખી જાઓ તો?

એ વખતે રોવા કૂટવાની માંડવાળ કરો તો!

રોટલો ને છાશ ખાતા ય એવી શાન્તિ-તૃપ્તિ મળશે જેની ઈર્ષ્યા ઇન્દ્રો પણ કર્યા વિના નહિ રહે

વિષયોના સંયોગમાં તો સકળ સંસાર સુખ માને છે વિયોગમાં આનંદ તો માત્ર મુમુક્ષુ જ માની શકે વાસ્તવિક મસ્તીનો અનુભવ પણ વિષય-વિયોગમાં જ છે

## ૧૬ વાચન કળા —

નિત્ય ધર્મ-ગ્રન્થનુ વાચન કરો કેટલા પાના વાચ્યા ? એ નિયમ ન રાખશો પણ કેટલો સમય વાચવુ એ નિયમ જરૂર રાખજો ઘણુ વાચી જવાથી બહુશ્રુત બની શકાય પણ અતરમા જે સ્પર્શના થવી જોઈએ, જે આંતર જાગવુ જોઈએ તે તો નક્કર વાચનથી જ શક્ય બને એક માસમા પાચ ધર્મ ગ્રન્થ વાચવાને બદલે એક જ ધર્મ-ગ્રન્થ પાચ વાર વાચવાનો મહાવરો પાડો

આપણે જોઈએ છે સ્વચ્છ સમજણ કે જે આપણા જીવનનો સર્વતોમુખી વિકાસ સાધી આપે

આવી સમજણ તો એકનુ એક વારવાર વાગોળવાથી જ આવી શકે તેમ છે

રોટલી એક પણ ખાધેલી પચી જાય તે કામની વીસ રોટલી ખાઈ જઈએ અને હોજરીમા પાચન ન બને તે વીસ રોટલી આપણા માટે તો પેટના પથરા સમી જ ને ?

વાચો વિચારો અને ફરી ફરી વાગોળતા રહો પછી શી ગુંજાયશ હતી એ શાસ્ત્ર ગ્રન્થોની કે તમને કનડી શકે ? અરે ! તમારી સામે કોઈની પણ હિમત ટકી શકે ?

## ૧૭ નિર્ગ્રન્થ જીવન—

જૈન સાધુમા અને બૌદ્ધમા કેટલો ફરક છે તે કદી વિચાર્યુ છે ?

સવારથી સાજ સુધી તમારા માનેલા સુખ ખાતર તમે અગણિત જીવોનો કચ્ચરઘાણ બોલાવી દો છો અને તે ય કોઈ આચકા-અજપા વિના હસતા રમતા!

જ્યારે જૈન-મુનિ! રાગાદિ દોષો નિર્મૂળ ન થયા હોવા છતા એના તરફ સખ્ત અણગમો પેદા કરીને એનો સંપૂર્ણ વિનાશ કરવાની આતર-ભાવના સાથે એક પણ જીવને હણતા નથી હણવાની ઈચ્છા પણ કરતા નથી અચાનક હણાઈ જાય તો તેના પ્રાયશ્ચિત કરતા ચોધાર આસુએ રડી જાય છે

"અરરર! મારા સમા જીવનો મે નાશ કર્યો!

તમે હાલતા ને ચાલતા જૂઠુ બોલતાં લાજતા પણ નથી, અને એ મુનિ તો સ્વપ્ને ય જૂઠુ બોલતા નથી સાચી પણ વાત હિત-મિત ભાષામા બોલે છે

ચોરીનો ધંધો તો આજે બધા ય કરે છે કોઈ નામ ચોર તો કોઈ દાણચોર કે દિલચોર કોઈ કામચોર કે કરચોર તો કોઈ વળી ધનચોર, તો કોઈ સમયચોર જ્યા જુઓ ત્યા ચોર-ચોરને ચોર

પણ આ જૈન-મુનિ! કોઈ પણ પ્રકારની ચોરી નહિ-કરવાની ભીષ્મ પ્રતિજ્ઞાને જીવન ભર વહે છે

રસ્તે ચાલતા રૂપના શિકાર કરવાનુ આજનો માનવ, છોકરો કે ડોકરો-બાળક કે પીઢ કોઈ વિસર્યુ છે? વાસના ઓથી ખદબદી ઊઠેલા માથામા વિકાર ભરી આખોમા, પાપ ભર્યા હૈયામા, બીજુ જોવા ય શુ મળી શકે તેમ છે!

જ્યારે એ જ જગતમા વસતા જૈન-મુનિ ભિક્ષાએ જાય છે, રસ્તે અનેક અથડાય છે, પણ ચામડાના એ રૂપ તો એની નજરે ય ચડતા નથી કદાચ લસલસતુ સૌન્દર્ય સામે આવીને ઊભુ રહે પણ એની આખની પાપણ પણ હાલે નહિ! જેનુ અતર તો કુમળા જીવોની રક્ષાના વિચારમા સાવધાન છે, એને આ વિકારનો સ્પર્શ પણ શે થાય?

એને આ સિદ્ધિનુ રહસ્ય પૂછો તો એ કહે છે 'એ રાગના ચાળા શા! આવા તોફાનમા તો કમરાજની કારમી સજા ફટકારાય! આપણને એ ધંધો જરા ય ન પાલવે! મસ્ત રહીશુ મહાવીરના ગાનમા અને જીવનના ઘડતરમા!'

વિકારથી ખીચોખીચ ભરેલા આ વિશ્વમા આવા પણ સતો વસે છે! અને એ અપરિગ્રહી સતોના સતથી જ આ વિશ્વ અડોલ ઊભુ રહી શક્યુ છે, સૂરજ અને ચદા સમયસર દિન-રાતનો વિભાગ પાડી રહ્યા છે અને મોટા સમદર પણ એમની મર્યાદામા ઉભા છે

જો ન હોત આ સતો, તો એ જ સમદરો પાપી જગતનો કોળીયો કરી જાત, સૂરજ ધરતી ઉપર તૂટી પડી ભડકો બની સર્વને ભરખી જાત

સદૈવ નમજો એ સતોને,
સતોના સતને,
સતોની દુનિયાને,

## ૧૮ દુખનુ કારણુ આસક્તિ -

એક માણુસ છે, માનસિક રીતે ઘણો દુખી છે એને કશુ ય ચેન પડતુ નથી દુખ નિવારણુ માટે ખૂબ ફર્યો, ઘણે ઠેકાણે જઇ આવ્યો ઘણાને મળી આવ્યો

ડૉકટર પાસે ગયો, તેણે કહ્યુ પેટનો બગાડ જ તમારા માનસિક દુખનુ નિદાન છે

માનસશાસ્ત્રીએ કહ્યુ 'તમારી નિરાશા-ગ્રન્થિ તમને પીડે છે' તાન્ત્રિકે કહ્યુ, 'તમને શનિ નડે છે' સન્યાસીએ કહ્યુ, 'પ્રભુની ખફા મરજી ઉતરી છે' જ્યોષીએ કહ્યુ, 'ગુરૂ નબળો બન્યો છે, કેમકે ગુરૂ ઉપર શનિની દૃષ્ટિ છે અને રાહુ પણ ત્રિકોણ દૃષ્ટિથી ગુરૂને જુએ છે'

ખોપરી ખોપરીની વાત જુદી

દુખમા ઘટાડો ન થયો અતે આવ્યો ઉપાશ્રયે વીતરાગના વિરાગી સેવક-મુનિ પાસે માડીને કહી નાખી વીતક કથા!

મુનિએ પ્રત્યુત્તરમા શુ કહ્યુ તે જાણો છો! એમણે એવી વાત કરી જે સાભળતા જ પેલા માણુસનુ સમાધાન થઇ ગયુ અને એ આનદમા આવી ગયો મુનિના ચરણમા લોટી ગયો આશિષ લઇને મુનિ-ચીધ્યા માર્ગે ચાલી નીકળ્યો

શુ કહ્યુ મુનિએ?

કે વિષયોની નરી ગુલામી-વિષયાસક્તિ-સમગ્ર દુ:ખોની જનેતા છે. વિષયાસક્તિને જન્મ આપનાર અજ્ઞાન સમગ્ર દુ:ખનું મૂળ છે અને એ વિષયો તરફની અનાસક્તિ-વૃત્તિઓનું શમન-સર્વ સુખનું મૂળ છે. જ્યાં સુધી અંતરમાં વૃત્તિઓનો વરૂ બેઠો છે, એનો ભક્ષ્ય માગ્યા કરે છે ત્યાં સુધી તો જગતનું સમગ્ર સુખ ચરણે આળોટે તો ય સુખનો લવ પણ ન મળે. આ વરૂ સદાને માટે શાન્ત થઈ જાય ત્યારે જ જીવન સુખ સભર બની શકે. વરૂ વૃત્તિની તાત્કાલિક શાન્તિ ન થાય તો ક્ષણિક એવું સંસાર-સુખ પણ મળી શકતું નથી. સંપૂર્ણ શાન્તિ વારંવાર ભક્ષ્ય આપવાથી શક્ય જ નથી, પણ સમજના ઊર્ધ્વીકરણથી જ શક્ય છે.

સર્વ સુખનું મૂળ વરૂ વૃત્તિના શમનમાં કે સમજણના ઊર્ધ્વીકરણમાં છે. દુ:ખ માત્રનું મૂળ એ વરૂ વૃત્તિના ભોગમાં કે દબાણમાં છે.

ગંગોત્રીના નીર સમી સંત-વાણી વિશ્વમાં વહેતી ન હોય તો આ વિશ્વ ક્યાં જઈને અથડાય!

## ૧૯ સ્વાર્થ અને પરાર્થ

નદી આપે છે નીર, આંબો આપે છે આમ્ર, ચંદન આપે છે શીતળતા, અને ધૂપ-સળી આપે છે સુગંધ, સરગમનો પંચમ સૂર મગજને તાજગી બક્ષે છે, પવનનો સૂસવાટો હૃદયને આનંદ આપે છે, વૃક્ષોની ઘટા છાયડી

આપે છે, આકાશનો ચાંદ ઠંડક આપે છે, દીપક બળીને પ્રકાશ આપે છે બધા ય જગતને કાંઈને કાંઈ આપે છે હું શું આપું છું?

ઘસાઈને-ઢોળાઈને બળીને પણ એ બધાએ આપ્યે જ રાખ્યું, આપવાનું ન વીસાર્યું, કશાય સ્વાર્થ વિના સહુને આપ્યું

મે શું આપ્યું?

શું મે મારા જીવનમા કશું ય નથી આપ્યું?

ના ના એવું તો ન હોય!

પણ એ હકિકત છે કે મે કશું ય નથી આપ્યું તો શું મે બધાયનું બધું લીધે જ રાખ્યું છે! બદલામા ય કશું દીધું નથી!

ભૂલ્યો! હું જાતે જ ભિક્ષુ છું ને! મારી પાસે શું હોય! શરીર ઢાકવાના બે ચી થરા અને સુવા માટે એક કટકો!

અંતરમાથી અવાજ આવ્યો, "ખબરદાર! આમ છટકી જવાની વાત કા કરે!

રખે ભૂલતો કે તું ભિક્ષુ છે પણ ભિખારી તો નથી જ માટેસ્તો ભિક્ષા લેવા છતા દાતા તને નમે છે તું દાતાને નહિ

તારી પાસે છે જવાહીરનો અખૂટ ખજાનો જગતને જેમ આપતો જાય તેમ તે વધતો જ જાય!

આ જ્વાહીરનો ખજાનો એટલે સમ્યગ્જ્ઞાનનો ભંડાર તને જે મળ્યુ છે એ તો કોઈને નથી મળ્યુ એક તુચ્છ જીવન-જોગી કેળવાની જરૂરિઆત ભલે બીજાને મળી હોય પણ તારી પાસે તો જીવનોના જીવનના દેદાર બદલી નાખે તેવુ ધન પડ્યુ છે સમગ્ર જગતની દરિદ્રતાને તોડી નાખનાર તત્વજ્ઞાન તારી પાસે છે

કર્મ ગજાની ચાલબાજીને એ ઉઘાડી પાડી દે છે, મોહરાજને એ મૂઠીમા પીસી નાખે છે, વાસનાઓને પગ તળે કચડી નાખે છે અને જેની પાછળ જગત ઘેલુ બન્યુ છે એ કંચન-કામિનીનાસુખને એ બદતર ગણાવે છે એને થૂકે છે લોકોત્તર આનંદમા ડોલાવે છે અજેય વૃત્તિઓ ઉપર પણ વિજય મેળવી આપે છે

છતા ય તુ શાન્ત બેઠો છે!

ઓ મુખ! આપવા છતા ય વધતુ જાય તેવુ આ ધન, કોઈને આપી દેવાનો તને મનોરથ થતો નથી!

કોઈના જીવતના અંધારા ઉલેચી નાખનારી આ ટોર્ચ લાઈટ ક્યાય ધરવાને તૈયાર નથી!

ધિક્કાર હો તારી મજબૂરીને!

હુ તને પૂછુ છુ કે, શુ તે તત્વજ્ઞાન ઉપર તારી એકલાની માલિકી છે! સબૂર, જો તેમ માનતો હોય તો તે તારી ગભીર ભૂલ છે આ તત્વજ્ઞાન તારૂ નથી, સમગ્ર

વિશ્વનુ છે તારી પાસે જ રાખી મૂકીશ તો તુ પ્રકૃતિનો ભય કર ગુન્હેગાર બનીશ.

વિશ્વના ખૂણે ખૂણે છુપાયેલા દુ ખોને જોવાની તને આખ હોય તો એ તરફ જરા નજર નાખ રડી લે, અને પછી આખો લૂછીને ઊભો થઈ એ દુ ખિયારા જગતને તારૂ ધન આપ તારૂ આશ્વાસન આપ એની ભાવ દરિદ્રતાને ફેડી નાખ

ઊઠ, ઊભો થા મારા કહેવાથી નહિ પણ એ દુખિયારાના દુ ખ તારાથી જોઈ ન શકાતા હોય તો ઊભો થા અને જા, લ્હાણી કર તારા તત્વજ્ઞાનની, હજુ તને તારા ખજાનાની કિમત સમજાણી નથી નહિ તો તારી આ દશા હોય! તુ જ પીને બેસી રહ્યો હોય! દુ ખે રીબાતા જગતને તુ જોઈ ન શકયો હોત!

ફરી યાદ કર તુ ભિખારી નથી ભિક્ષુ છે

સમગ્ર વિશ્વનો બેતાજ બાદશાહ છે જે તારી પાસે છે તે તો કોઇની પાસે નથી પણ તારા ખજાનાની કિમત તને સ જાણી નથી માટે જ તુ નિષ્ક્રિય અને નિરાશાભર્યો બની બેઠો છે

અ તરના આ અવાજે મારી આખો ખોલી નાખી

વિશ્વના કુબેરપતિને ત્યા પણ મે મનનું દારિદ્ય જોયુ, બુદ્ધિનિધાનોને ત્યા ય દીનતા જોઈ સજ્જનોને ત્યા ય ભાવનાની કગાલિયત જોઈ, અને મને થયુ કે આ બધા ય દુ ખ દારિદ્યને જડમૂળથી ઊખેડી નાખનાર શસ્ત્ર તો મારી પાસે

છે લાવ, સર્વત્ર દોડી જાઉ સહુને આપી દઉં હવે તો આપ્યા વિના મારાથી રહી શકાય તેમ નથી

૨૦ પળ પળના મૂલ –

ઓ મુમુક્ષુ! માનવ જીવનની પળ પળને સમજીને વાપરજે હો! બહુ કિમતી છે એ પળો સમભાવની એકેકી પળમા લગલગ બે કરોડ પ ચોપમના દેવાયુની ભેટ ધરાય એ પળમા ગણાતા નમસ્કાર તો સાગરોપમોના નારકાયુના પાપ તોડી નાખે, એ પળોની નવકારશી અનેક આપત્તિઓને વિ ારી નાખે, એ પળમા પરમેષ્ઠિને કરેલો ભાવ–નમસ્કાર ભવ જ જાળને ચીનગારી ચાપી સળગાવી નાખે

ભાઈ, પળ પળની કિમત આકજે જે કાર્ય તેત્રીસ સાગરોપમમા સર્વાર્થ સિદ્ધના દેવ નથી કરી શકતા એ કાર્ય અહી કાચી સેકન્ડમા થઈ જાય છે માટે જ કહુ છુ કે બીજી ગતિમા ય સુલભ એ વિષય-કષાયની વાસનાઓ પાછળ આધળુકીઆ ના કરતો મળશે કદાચ પુણ્યના સથવારે તત્કાલ કોઈ સુખ, પણ અ તે તો એ જશે અને પાછળ મૂકતુ જશે સાગરના નીર જેટલુ કર્મ અબજો ભવો સુધી આકાશમા ઊછાળીને ધરતી ઉપર પટકી પટકીને મારે તેવુ તીવ્ર રસ વાળુ ચીકણુ કર્મ એ તો ઠીક પણ વાસનાના સસ્કારની તો એવી જડ નાખી દેશે કે માર ખાઈ–ખાઈને–મોત મેળવી મેળવીને– પેલુ કર્મ ખપશે ત્યારે ય આ સસ્કારોએ એવા તો બીજા કર્મોના અન ત સાગરોનુ ઉત્પાદન તૈયાર કરી દીધુ હશે!

નાનકડા સુખ ભોગવવા જતા હવે અનતકાળ સુધી ઉચા જ નહિ આવવાનુ! બસ, જન્મ લેવાનો, માર ખાવાનો અને મરવાનુ

એક ધારૂ આ વિષચક્ર ચાલ્યા કરે

માહ્યલા! હવે જાગી જા પળ–પળનો વિચાર કર

એકેકી પળોમા કરોડો અને અબજો ભવોના સુખની યાવત્ અનત સુખની કમાણી છે અને જો બિપરવા બન્યો તો અનત દુ ખ પણ એ જ એકેકી પળ મા લલાટે ઝીકાવાનુ છે

આ તો સોદીયાનુ જીવન!

અબજો કે અનતની જ હાર જીત!

ઓછાની તો વાત જ નહી!

માટે જ કહુ છુ, પળ પળનો વિચાર કરજે ભૂલી ગયો પેલી વાત! કે માનવ જીવનની એક ખુરશી માટે તારી સાથે નવ લાખ ઉમેદવારો હતા એમા તુ એકલો ખુરશી મેળવી ગયો બાકી બધા ય મરી પરવાર્યા! હવે કહે તો આ જીવનની કિમત કેટલી આકવી!

## ૨૧. મોક્ષ માગતો મુમુક્ષુ -

શુ માગ્યુ તમે દેવાધિદેવ પાસે? શુ ઇચ્છ્યુ ગુરૂના ચરણે મસ્તક મૂકતા!

અર્થ!

કામ!

અરે! આ શુ કર્યું! આવી યાચનાઓ કરીને તમે સુખ માગી લીધુ કે કારમુ દુખ!

જ્યા મોક્ષ સિવાય કશુ ય માગવાનુ નથી કે કશુ ય ઇચ્છવાનુ નથી ત્યા તમે અર્થ-કામની યાચના કરી?

તે તમને શુ એમ લાગે છે કે ન માગીએ તો આ આધ્યાત્મિક-બળોમા મોક્ષ સિવાય બીજુ કશુ ય આપવાની તાકાત જ નથી!

કેવો છીછરો ભ્રમ!

લો ત્યારે, આજે લખી લ્યો તમારી ડાયરીમા, કે "દેવાધિદેવની આજ્ઞાનુ અનુષ્ઠાન નિરાશસ ભાવે કરનારને મોક્ષ તો આપે જ પરન્તુ જ્યા સુધી મોક્ષની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી સસારના શ્રેષ્ઠ સુખો તેના ચરણે ધર્યા વિના ન જ રહે

*માગીને મેળવેલા અર્થ-કામ ધક્કે ચડાવશે વણમાગ્યા* મળી ગયેલા અર્થ-કામ મોક્ષની દિશામા ધક્કો મારશે

હવે દૃઢ સકલ્પ કરી લ્યો કે, "મારે મોક્ષ સિવાય કશુ જ ન જોઈએ મોક્ષ જ મારુ લક્ષ્ય બનશે. મોક્ષ સિવાયનુ બધુ ય ભયજનક લાગ્યા કરશે"

## ૨૨ દુખ પ્રતીકાર સ્વરૂપ સસાર-સુખ

સસારના સુખનુ સ્વરૂપ વિચારવા જેવુ છે શાસ્ત્રકાર ભગવતોએ દુખના પ્રતીકાર રૂપ એ સુખ કહ્યુ છે

ના સમજાયુ?

સામાસિક સુખ અનુભવવા માટે પહેલા તો દુઃખને નોતરૂ દેવુ અનિવાર્ય બને છે વધુ સુખ માણવા વધુ દુઃખ ભોગવવુ પડે જેમ ઇમારત મોટી તેમ તેનો પાયો વધુ ઊંડો

ધોમધખતા ઉનાળાના બપોરે સખ્ત તરસ લાગી હોય, મોઢુ સુકાઈ ગયુ હોય તે વખતે જ માટીની મટકીના પાણીમા કેવી શીતળતા છે? અને એ શીતળતા જીવને કેટલો આનંદ આપે છે તે વાત હૃદયથી સમજાય પોષ માસની ઠંડીમા આવી તૃષા લાગે નહિ તો તે જ મટકીના જલમા સુખાનુભવ થાય પણ નહિ

ધૂમ તાપમા માઇલ બે માઇલ ચાલી નાખ્યા પછી જ ઘેઘૂર વડલાની શીતળ છાયડીનો આનંદ અનુભવી શકાય!

અઢાર કલાક સુધી મજૂરીભર્યું કામ કર્યા પછી જ ઘસઘસાટ ઊંઘવાનો સાંસારિક આનંદ મેળવી શકાય! આખો દિવસ ગાદી-તકિયે પડી રહેલો શેઠનો દીકરો આ આનંદ થોડો જ માણી શકવાનો હતો!

જીવલેણ બિમારીનો ફટકો પડ્યા પછી જ આરોગ્યનો આનંદ દિલચસ્પી આપી શકે પહેલા દુઃખને ઘરમા લાવો પછી અકળાઓ અને પછી ધક્કો મારો એટલે તમને લાગે કે તમે સુખી થયા!

કેવુ અજ્ઞાન!

કેટલી નાદાનીયત! છે આમા ક્યાય અંતરના અજબ આનંદની મસ્ત-કથા!

## ૨૩ રે, માનવ ! તારી મુર્ખતા —

'ધર્મલાભ' કહેતા કે મહારાજશ્રી પધાર્યા

શેઠે પૂછ્યુ, "આ સમયે કેમ પધારવુ થયુ ગુરૂદેવ!" મહારાજશ્રી બોલ્યા, "થોડી રાખનો ખપ છે"

એમા તે શી વાર ! ઝટ દોડ્યા રસોડામા, પણ રસોડુ તો ખુરગંટ માણસના માથાની ટાલની જેમ ચમકારા મારતુ હતુ કયાય કશુ ય ન મળે!

અરે! મારે ત્યા ચપટી રાખ માટે મહારાજશ્રી પધાર્યા અને હુ ન આપી શકુ ! કેવી વાત! શેઠના મનમા જરાક ગભરામણ થઈ, કાઈક થડકારો અનુભ યો વિચારોના ઘમ્મર વલોણા શોરબકોર કરવા લાગ્યા

એકાએક શેઠને કાઈક યાદ આવ્યુ ! ચપટી મારતાકને ચાલ્યા દિવાનખાના તરફ

તિજોરી પાસે આવીને અટકયા ખીસ્સામાથી ચાવી કાઢી તીજોરી ખોલી

સો-સો રૂપિયાની નોટોનુ એક મોટુ બ ડલ બહાર કાઢયુ

શેઠની બધી પ્રવૃત્તિ, એમના મુખ ઉપરનો એક પછી એક પલટાતો ભાવ, બહુ જ ગ ભીરતાપૂર્વક સાશ્ચર્ય વદને મહારાજશ્રી જોઈ રહ્યા હતા

શેઠ તિજોરી તરફ કેમ ગયા? શુ તીજોરીમા રાખ છે? નોટોનુ બ ડલ કેમ કાઢયુ? કાંઇ સમજાતુ નથી

એટલામા તો શેઠે દીવાસળી કાઢી

સળગાવવા જાય છે ત્યા જાણે બધુ સમજાઈ ગયુ હોય તેમ મહારાજશ્રીએ એકદમ બૂમ પાડી, "અરે! શેઠ આ શુ કરો છો!"

હસતા હસતા શેઠે કહ્યુ, "ગુરૂદેવ! આપ જરા ય ચિ તા ન કરશો રાખ ન હતી પણ એ શોધી કાઢી છે હવે પળ-બે પળમા જ આપની સામે રજૂ કરૂ છુ! આ આખા ય બ ડલને દિવાસળી ચાપીને

મહારાજશ્રીએ અધવચ્ચે જ વાત કાપી નાખી જરાક ઉગ્ર સ્વરે કહ્યુ, "રાખ માટે તે સો-સોની નોટોનુ આવડુ મોટુ બ ડલ બાળી નાખવાનુ હોય! શેઠ! હુ તમને સાફ જણાવી દઉ છુ, કે આવી મુર્ખાઇ ન કરશો મારે તમારી રાખ જોઈતી નથી"

મહારાજશ્રી તો ચાલતા થયા

રસ્તામા મગજ વિચારે ચડયુ

સમગ્ર સ સાર આ શેઠ જેવુ જ ગાડપણુ નથી કરતો!

માનવ જીવનની એકેકી પળ એટલે સો-સોની એકેકી નોટ! ભાગ્યે યારી આપી અને માનવને આખી થપ્પી એક સાથે મળી ગઈ! ભોગ-સુખની રાખ માટે એણે આ થપ્પીને દિવાસળી અડાડી!

એકેકી નોટ સળગતી જાય છે અને ચપટી ચપટી રાખ પડતી જાય છે! મૂર્ખ માનવ! રાખ જોઇને મલકાય છે! મૂછે વળ દે છે!

અહા! ભોગ-ભૂખે જીવન જલાવી દીધુ! દેવાધિદેવને ઓલવડાવી નાખ્યુ!

## ૨૪ સર્વ સુખનુ મૂળ ધર્મ -

સચરાચર વિશ્વના કોઈ પણ પ્રાણીને જે સુખાનુભવ થાય છે તેના કારણ તરિકે તો ધર્મ જ છે

માનવને લાગ્યુ કે સુખ તો ધનમાથી મળે એટલે દુકાને દોડચો, સુખ સ્ત્રીમાથી મળે એટલે લગ્નના માડવે દોટ મૂકી પણ એ ભૂલો પડચો છે

જે ડાળે કેરીના ઝુડ વળગ્યા હોય એ ડાળને કાપી લઇને એને પાણી સીચ્યા કરવાથી કે ઘેર લઇ જવાથી ફરી કેરી મળતી નથી.

આખા વ્રક્ષમા ફળ-ફુલ-પાદડા-ડાળી-ડાખળા કામના છે, મૂળ તદ્દન નકામુ કેમ વારૂ! મુળીયાનો શો ઉપયોગ?

છતા એ સત્ય હકિકત છે કે મૂળિયુ ન હોય તો કશુ ય નથી, એ મૂળને પાણી સીચવામા ન આવે તો બધુ સુકાઈ જાય ડાળે-પાખડે પાણી સીચ્યે ન ચાલે

મૂળની સાથે ડાળીને સબધ ન રહે તો ડાળીએ કેરી ન જ આવે

ધર્મ મૂળ સમાન છે દેખીતી રીતે એ ઉપયોગી નથી લાગતો પણ એના વિના તો સાંસારિક સુખના ડાળી-પાંખડાં કે મીઠાં જણાતા ફળ ઊભા રહી શકે તેમ નથી

ધર્મની સાથેનો સબંધ તોડયો તો એ લીલાછમ પાદડાંને સુકાઇ જતા વાર લાગવાની નથી

આટલુ સમજાઈ જાય તો ધર્મની કિંમત સારી રીતે સમજાઈ જાય

## ૨૫. ધર્મ એટલે અફીણ —

ધર્મ તો અફીણ છે અફીણ

જેણે એ અફીણ ચાખ્યુ જ નથી તેને તો એની સામે ય જોવુ ન ગમે પણ એકાદ વાર પરાણે પણ કોઈ અફીણીયો આ અફીણ ચખાડી દે તો ધીરે ધીરે એવુ તો પેધી જાય કે કાઢયુ ન કઢાય પછી તો એનો નશો ચડે ગમે તેવા પકવાન્ન સામે ધરવામા આવે પણ આ અફીણ વિના તો બધુ ય લૂખુ લાગે એક દહાડો પણ અફીણ ન મળ્યુ તો ટાટીયા ચાલે નહિ, મન ઉદાસ થઈ જાય

આપણે ક્યારે એવા અફીણીયા બનીશુ ?

## ૨૬. ધર્મ ફુરસદે કરવાનો છે ?

ગુરૂદેવે એક ભાઈને પૂછયુ, કેમ મહાનુભાવ, હમણા વ્યાખ્યાનમા જણાતા નથી? ભાઈએ કહ્યુ 'ફુરસદ નથી' હસતા હસતા ગુરૂદેવે કહ્યુ, કેવો ધોએલા મૂળા જેવો ઉત્તર

આપ્યો છે? શુ તમે ધર્મ ફુરસદે કરવાની ચીજ સમજ્યા છો? તમારો દીકરો અકસ્માતમા ઘવાયો એવા સમાચાર તમને દુકાને મળ્યા પછી તમે એમ કહેશો કે હમણા ફુરસદ નથી, ફુરસદે જઈશ? કોર્ટે નક્કી કરેલી તારિખે સમયસર પહોચો છો કે ફુરસદે? કકડીને ભૂખ લાગ્યા પછી ફુરસદે ભાણા ઉપર બેસો છો? ધર્મ જો ફુરસદે કરવાનો હોય તો તે તરફ કેટલી અરૂચિ હશે તે સહેજે સમજાય તેવુ છે! સસારના બધા કાર્ય પત્યા પછી જે ધર્મનો નબર લાગે એ છેલ્લી પાટલીએ મુકાતા ધર્મને હૃદયમા કેવુ સ્થાન આપ્યુ હશે?

## ૨૭ ધર્મ તો સાધતા જ રહો -

ધર્મ કરતા કોઈ થાકશો નહિ કે સતોષ માનશો નહિ અથવા ગર્વ લઈને બેસી ન રહેશો

ધનવાન પાસે ગમે તેટલુ ધન આવે તો ય તે તો પોતાનાથી વધુ ધનવાનને જોઈને, હજુ વધુ ધન મેળવવા માટે જ ઉદ્યમી બને છે ઓછા ધનવાનને જોઈને સતોષ માનીને બેસી રહેતો નથી ધર્મ તો જેટલો સાધીએ એટલો ઓછો જ લાગવો જોઈએ લોભ કરવો હોય તો ધર્મ સાધવાનો લોભ કરો, મોટો લાભ થઈ જશે

## ૨૮. બહુમુખી યોજના

ધર્મની સાધના આપણા જીવનની મોક્ષસિદ્ધિ માટેની ઓટોમેટિક બહુમુખી યોજના છે મોક્ષ-સિદ્ધિ

ધર્મ મૂળ સમાન છે દેખીતી રીતે એ ઉપયોગી નથી લાગતો પણ એના વિના તો સાંસારિક સુખના ડાળી-પાંખળા કે મીઠા જણાતા ફળ ઊભા રહી શકે તેમ નથી

ધર્મની સાથેનો સબધ તોડયો તો એ લીલાછમ પાંદડાને સુકાઈ જતા વાર લાગવાની નથી

આટલુ સમજાઈ જાય તો ધર્મની કિમત સારી રીતે સમજાઈ જાય

## ૨૫. ધર્મ એટલે અફીણ –

ધર્મ તો અફીણ છે અફીણ

જેણે એ અફીણ ચાખ્યુ જ નથી તેને તો એની સામે ય જોવુ ન ગમે પણ એકાદ વાર પરાણે પણ કોઈ અફીણીયો આ અફીણ ચખાડી દે તો ધીરે ધીરે એવુ તો પેધી જાય કે કાઢયુ ન કઢાય પછી તો એનો નશો ચડે ગમે તેવા પકવાન્ન સામે ધરવામા આવે પણ આ અફીણ વિના તો બધુ ય લૂખુ લાગે એક દહાડો પણ અફીણ ન મળ્યુ તો ટાગીયા ચાલે નહિ, મન ઉદાસ થઈ જાય

આપણે ક્યારે એવા અફીણીયા બનીશુ ?

## ૨૬. ધર્મ ફુરસદે કરવાનો છે ?

ગુરૂદેવે એક ભાઈને પૂછ્યુ, કેમ મહાનુભાવ, હમણા વ્યાખ્યાનમા જણાતા નથી ? ભાઈએ કહ્યુ 'ફુરસદ નથી' હસતા હસતા ગુરૂદેવે કહ્યુ, કેવો ધોએલા મૂળા જેવો ઉત્તર

તમારા સ્વરૂપને મીલાવી દેવાની, અનત-અબાધિત આનદ માણવાની સિદ્ધિને તમે વરી શકો તેમ છો પરન્તુ તે સિદ્ધિઓ મેળવવા માટે ક્યારે પણ તમે દરકાર કરી છે? તમારી પત્ની કે તમારા બાળકોની પાછળ તમે કેટલી વાર ચોધાર આસુએ રડ્યા છો, પણ પરમાત્માની પાસે જઇને ક્યારે ય તમે આંસુના એક બુદનુ પણ નૈવેદ્ય ધર્યું છે। તમે કદી પણ એ સિદ્ધિ પ્રાપ્ત ન થવા બદલ ક્યારેક પણ ઘરના ખૂણે બેસીને કલાકો સુધી ઊડા મથનમા ગરકાવ થયા છો? ક્યારેક પણ તમને વિષયાસક્ત વિશ્વ ઉપર અરૂચિ જાગી છે? તમારે તો કાણુ પાપ કરવુ એ તો ચાનો એક કપ પીવા જેવી વાત બની ગઈ છે આવુ કશુ થાય નહિ તો રામ કદી પણ મળે નહિ" તમને જે પ્રેમ રમા અને રામા ઉપર થઈ ગયો છે, એના ખાતર તમે જેટલી તાકાત અજમાવીને તમારા જીવનનુ ખેતર કરી નાખો છો એ પ્રેમ અને એ તાકાતનો લક્ષાશ પણ રામ માટે વાપરવામા આવે તો જરૂર રામમાં રમણતા આવી જાય તમારા પ્રશ્નો ઉકલી જાય"

ચિતકની આ વાત સાભળીને પ્રશ્ન કરનાર ભાઈ ખુબ ખુશ થઈ ગયા પ્રભુની પાછળ દિવાનો બને તે જ પ્રભુને પામી શકે રમા રામાની પાછળ ઘેલા બનેલાઓની પ્રભુને પામવાની વાતો તો રમૃજી ટૂચકા । તરીકે જ શોભે

પ્રાપ્ત થતા થતા તો સ્વર્ગના સુખો, ચક્રવર્તીના ભોગો- માનવ જીવનની સગવડો-સઘળુ ય એની મેળે પ્રાપ્ત થઈ જાય છે

હવે શા માટે તુચ્છ-સુખોની ઈચ્છા કરવી? શા માટે મોક્ષ જ ન ઇચ્છવો કે જેની ઇચ્છામા બધુ ય આપોઆપ આવી જાય છે યાદ રાખજો કે ઉપરના લક્ષ્યાકને આબ વામા નીચે નીચેના આવી જ જાય, જ્યારે નીચેના લક્ષ્યાક આબવા જતા ઉપરના છૂટી જાય મોક્ષ વેગળો બની જાય માટે કોઈ પણ ધર્મ-સાધના પાછળ મોક્ષ-કર્મક્ષય તે સિવાય બીજુ કશુ ય ઇચ્છશો નહિ સ્વર્ગીય સુખો વચ્ચે આવી પડીને મોક્ષના અવાચ્ય સુખને દૂર ઠેલે છે માટે એ સુખો ય ન આવે તો બહુ સારૂ એવી જ ભાવના રાખજો

## ૨૯ રામનો પ્રેમ –

માનવને જે પ્રેમ ગમા અને રામા ઉપર થઈ ગયો છે એ પ્રેમનો લક્ષાશ પણ જો રામ (તારક દેવાધિદેવ) ઉપર થઈ જાય તો એના સઘળા ય સતાપો મીટી જાય

એક ભાઈએ, એક ચિતકને પૂછ્યુ કે ઈશ્વરની ઉપાસના કરવા છતાં કેમ અમને કદી એના વિશુદ્ધ ચૈતન્યની ઝાખી પણ થતી નથી?

ચિતકે કહ્યુ, તમે ઈશ્વરના ચૈતન્યની ઝાખીની જ શુ વાત કરો છો? હુ તો કહીશ કે એ ચૈતન્યની જ્યોતમા

તમારા સ્વરૂપને મીલાવી દેવાની, અનંત-અબાધિત આનંદ માણવાની સિદ્ધિને તમે વરી શકો તેમ છો પરંતુ તે સિદ્ધિઓ મેળવવાની ક્યારે પણ તમે દરકાર કરી છે? તમારી પત્ની કે તમારા બાળકોની પાછળ તમે કેટલીવાર ચોધાર આસુએ રડ્યા છો, પણ પરમાત્માની પાસે જઈને ક્યારે ય તમે આસુના એક બુંદનું પણ નૈવેદ્ય ધર્યું છે! તમે કદી પણ એ સિદ્ધિ પ્રાપ્ત ન થવા બદલ ક્યારેક પણ ઘરના ખૂણે બેસીને કલાકો સુધી ઊંડા મંથનમાં ગરકાવ થયા છો? ક્યારેય પણ તમને વિષયાસક્ત વિશ્વ ઉપર અરુચિ જાગી છે? તમારે તો કાણુ પાપ કરવું એ તો ચાનો એક કપ પીવા જેવી વાત બની ગઈ છે આવું કશું થાય નહિ તો ગમ કદી પણ મળે નહિ" તમને જે પ્રેમ રમા અને રામા ઉપર થઈ ગયો છે, એના ખાતર તમે જેટલી તાકાત અજમાવીને તમારા જીવનનું ખેતર કરી નાખો છો એ પ્રેમ અને એ તાકાતનો લવાંશ પણ રામ માટે વાપરવામાં આવે તો જરૂર રામમાં રમણતા આવી જાય તમારા પ્રશ્નો ઉકલી જાય"

ચિંતકની આ વાત સાંભળીને પ્રશ્ન કરનાર ભાઈ ખુબ ખુશ થઈ ગયા પ્રભુની પાછળ ગાંડાઓ અને તે જ પ્રભુને પામી શકે આ ગમાની પાછળ ઘેલા બનેલાઓની પ્રભુને પામવાની વાતો તો રમૂજી જ છે તદ્દન ઠીક જ શોભે

પ્રાપ્ત થતા થતા તો સ્વર્ગના સુખો, ચક્રવર્તીના ભોગો-માનવ જીવનની સગવડો-સઘળુ ય એની મેળે પ્રાપ્ત થઈ જાય છે

હવે શા માટે તુચ્છ-સુખોની ઈચ્છા કરવી? શા માટે મોક્ષ જ ન ઇચ્છવો કે જેની છાયામા બધુ ય આપોઆપ આવી જાય છે યાદ રાખજો કે ઉપરના લક્ષ્યાકને આંબવામા નીચે નીચેના આવી જ જાય, જ્યારે નીચેના લક્ષ્યાક આંબવા જતા ઉપરના છૂટી જાય મોક્ષ વેગળો બની જાય માટે કોઈ પણ ધર્મ-સાધના પાછળ મોક્ષ-કર્મક્ષય તે સિવાય બીજુ કશુ ય ઈચ્છશો નહિ સ્વર્ગીય સુખો વચ્ચે આવી પડીને મોક્ષના અવાચ્ય સુખને દૂર ઠેલે છે માટે એ સુખો ય ન આવે તો બહુ સારું એવી જ ભાવના રાખજો

૨૯ રામનો પ્રેમ –

માનવને જે પ્રેમ રમા અને રામા ઉપર થઈ ગયો છે એ પ્રેમનો લક્ષાશ પણ જો રામ (તારક દેવાધિદેવ) ઉપર થઈ જાય તો એના સઘળા ય સતાપો મીટી જાય

એક ભાઈએ, એક ચિતકને પૂછ્યુ કે ઈશ્વરની ઉપાસના કરવા છતા કેમ અમને કદી એના વિશુદ્ધ ચૈતન્યની ઝાખી પણ થતી નથી?

ચિતકે કહ્યુ, તમે ઈશ્વરના ચૈતન્યની ઝાખીની જ શુ વાત કરો છો? હુ તો કહીશ કે એ ચૈતન્યની જ્યોતમા

તમારા સ્વરૂપને મીલાવી દેવાની, અનત અબાધિત આનદ માણવાની સિદ્ધિને તમે વરી શકો તેમ છો પર તુ તે સિદ્ધિઓ મેળવવાની ક્યારે પણ તમે દરમાર કરી છે? તમારી પત્ની કે તમારા બાળકોની પાછળ તમે કેટલીવાર ચોધાર આસુએ રડ્યા છો, પણ પરમાત્માની પાસે જઈને કયારે ય તમે આસુના એક બુદનુ પણ નૈવેદ ધર્યું છે! તમે કદી પણ એ સિદ્ધિ પ્રાપ્ત ન થતા બ ત કયારેક પણ ઘરના ખૂણે બેસીને કલાકો સુધી ઊ ડા મ થનમા ગરકાવ થયા છો? કયારે પણ તમને વિષયાસક્ત વિશ્વ ઉપર અરૂચિ જાગી છે? તમારે તો કાળુ પાપ કરવુ એ તો ચાનો એક કપ પીવા જેવી વાત બની ગઈ છે આવુ કશુ થાય નહિ તો રામ કદી પણ મળે નહિ" તમને જે પ્રેમ રમા અને રામા ઉપર થઈ ગયો છે, એના ખાતર તમે જેટલી તાકાત અજમાવીને તમારા જીવનનુ ખેતર કરી નાખો છો એ પ્રેમ અને એ તાકાતનો લેશાશ પણ રામ માટે વાપરવામા આવે તો જરૂર રામમા રમણતા આવી જાય તમારા પ્રશ્નો ઉકલી જાય"

ચિ તકની આ વાત સાભળીને પ્રશ્ન કરનાર ભાઈ ખુબ ખુશ થઈ ગયા પ્રભુની પાછળ દિવાનો બને તે જ પ્રભુને પામી શકે રમા ગમાની પાછળ ઘેલા બનેલાઓની પ્રભુને પામવાની વાતો તો મૃગજળ તુલ્ય જ ગણાશે.

## ૩૦ સાપેક્ષ-દ્રષ્ટિ

અંતરાત્માના બે દાના દુશ્મન
કામ અને ક્રોધ
અને આ બે યનો બાપ છે અજ્ઞાન

એક પદાર્થનો એક જ દૃષ્ટિએ વિચાર કરી લેવાથી એ જ પદાર્થની બીજી અનેક દૃષ્ટિની વિચારણાઓનુ અંધાર અજ્ઞાન આપણા જીવનને પીડા આપી રહ્યું છે, કામ અને ક્રોધ જન્માવીને જીવન રૂંગળાવી રહ્યું છે

પૈસાને અમુક દૃષ્ટિએ સુખનુ સાધન માન્યુ અને તેમા એકદમ આસક્ત થઈ ગયા પણ આ જ પૈસો અનેકાનેક દૃષ્ટિએ અનેક પ્રસગોમા દુ ખનુ પણ કારણ બની શકે છે એ વિચારો જો કર્યો હોય તો પૈસા પ્રતિ આસક્તિ પેદા થાય નહિ

સુખનુ સાધન પૈસો છે એમ માનનાર તરત જ નક્કી કરે છે કે જો પૈસો ન હોય તો સુખ મળે નહિ ! કેવી ગજબનાક મુર્ખાઈ !

પેલી ગામડાની ડોશી જેવુ કર્યું ! કુકડો છડી પોકારતો ત્યારે સુરજ ઊગતો એ દેખીને એણે નક્કી કરી નાખ્યુ કે કુકડો છડી ન પોકારે તો સૂર્ય ઊગે જ નહિ!

ભલે પૈસાથી કોઈ દૃષ્ટિએ સુખ હોય પણ અનેક દૃષ્ટિએ એનાથી દુ ખ છે તેમ એના વિના પણ અદ્ભુત

સુખ મેળવી શકાય છે આ બધી વિચારણાને મગજમા ન પેસવા દેનાર માનવે પોતાનુ મન અને પોતાનુ હૃદય બેયને સકુચિત કરી મૂક્યા એ નાનકડા સસારમા એ જ રહી શકયો!

આ વિચારના અજ્ઞાને એને જડભરત બના યો ક્યાક અત્યત આકર્ષાયો તો કામી બન્યો, ક્યારેક એ મમતાના દોર તૂટ્યા તો ક્રોધાન્ધ બન્યો એની શક્તિની બહારની એ વાત હતી કે કોઈપણ પુદ્ગલને એ ધારી રીત મુજબ એ રાખી શક, દોરી શકે

જીવનની સમગ્ર શક્તિ અને જીવનનો સઘળો સમય એણે જડની રમત-મરામતમા ખર્ચી નાખ્યા!! એની દૃષ્ટિ જડ બની એનુ ચિતન પણ જડ બન્યુ

એકાત દૃષ્ટિની વિચારણાઓએ એના જીવનને બરબાદ કર્યુ કામ અને ક્રોધને અતરમા સ્થાન આપી જીવતર ઝેર કર્યુ

સાચો જૈન તો સાપેક્ષ દૃષ્ટા હોય. પદાર્થોની દરેક બાજુનો વિચાર તેના મનમા રમતો જ હોય અને તેથી જ પદાર્થોના રૂપ-રગમા તે રગાય નહિ કે પછડાય પણ નહિ

જો તેવુ કદાચ કાઈ બને તોય તેના અજપાનો પાર ન હોય, 'એવુ કદાપિ ન બને' એની ઊચ્ચ દશાને તે સદૈવ ઝખતો હોય આના જૈનને કામ ક્રોધ બચારા શુ કરવાના હતા!

---

# શરણાગતની
## (પરમાર્હત્-કુમારપાળ મહારાજાની)
# મનોવેદના

૧ જેમનુ પાદપીઠ, સમગ્ર ઇન્દ્રોના મુકુટ-રત્નોના ફેલાઈ જવાથી કાન્તિમય બની ગયુ છે, જેમણે સર્વ દુ ખનો નાશ કર્યો છે, જેઓ ત્રણે ય લોકના બ ધુ છે તે જિનેન્દ્ર-ભગવ ત જય પામો

૨ વીતરાગ બનેલા અને કૃતાર્થ થયેલા આપને હુ જે વિજ્ઞપ્તિ કરૂ છુ તે તો મારી બુદ્ધિની મૂર્ખતાનુ પ્રદ ર્શન કરવા ખરોખર છે સ્વામીના ઉચિત સ્વરૂપનુ વર્ણન કરવાની સેવકમા તે શી ગુ જાયશ હતી ?

૩ દેવાધિદેવ ! આપ મુક્તિ નગરમા સ્થિર થયા છો છતા મારા ચિત્તને વિષે તો આપના ગુણોને આરોપવા દ્વારા મને આપ સાક્ષાત્ દેખાઈ રહ્યા છો સૂર્ય તો સેંકડો માઈલ દૂર છે છતા આરીસામા એના કિરણોના થતા સ બ ધથી શુ એ સૂર્ય આખા ઘરમા પ્રકાશ નથી કરતો ?

૪ આપ ભલે વીતરાગ છો, કૃતાર્થ છો છતા આપના સ્તવન વડે પ્રાણીઓના જન્મ-જન્માન્તરોમા સ ચિત કરેલા પાપોનો ક્ષય થઇ જાય છે સૂર્યના કિરણોની હાજરી થતા અ ધકાર બિચારો રી રીતે ઊભો રહી શકે ?

૫ હે શરણ્ય ! કૃપાલુ-ભગવ ત ! આપને શરણે જે આવ્યા તેનો મોહ તો આપે દૂર ઠેલી દીધો, પરન્તુ આપની

આજ્ઞાને શિરસાવદ્ય કરતા એવા મારા વિષયમા શુ થયુ છે કે મારો મોહ-જ્વર કેમે ય શાન્ત થતો નથી?

૬ મુક્તિ-પુરીમા જવાની મને તીવ્ર ભાવના છે અને તેથી જ મે ભવ-વનનુ ઉલ્લઘન કરવા, સાર્થવાહ સમા આપનો આશ્રય લીધો છે આમ છતા હે દયાલુ! આશ્રિતના ત્રણ રત્નો કષાયાદિ ચોરટાઓ વડે લુટાય છે ત્યારે આપ કેમ ઉપેક્ષા કરો છો? કેમ ઉદાસીન રહો છો એ મને સમજાતુ નથી

૭ ભવ-સાગરમા ભટકતા ભટકતા મહામુશીબતે તો આપ મહાત્મા મને મળી ગયા પણ અફસોસની વાત એ છે કે પાપના પુજ સમા મે આપને નમસ્કાર પણ ન કર્યો, આપની પૂજા ય ન કરી કે સ્તવના પણ ન કરી!

૮ હે દીનાનાથ! કર્મરૂપી કુભાર, કુબોધરૂપી દડ વડે મને અત્યન્ત દુઃખી કરી રહ્યો છે આ સમયે આપ જ મારૂ શરણ છો મારૂ રક્ષણ કરો મને બચાવો

૯ પ્રભો! આપની આજ્ઞાના યત્કિચિત્ પાલનથી તો મને કાઈક પણ તત્વજ્ઞાન પ્રાપ્ત થયુ છે હવે સસાર-વૃક્ષના મૂળિયારૂપ મમત્વાદિને હુ ક્યારે ત્યાગીશ? સસારથી નિરપેક્ષ બની આત્મ-તત્વમા ક્યારે લયલીન બનીશ? અરે, મોક્ષની પણ ઇચ્છા વિનાનો-ઉત્કૃષ્ટ કોટિના ઉદાસીન ભાવવાળો-હુ ક્યારે થઈશ?

# શરણાગતની
## (પરમાર્હત્-કુમારપાળ મહારાજાની)
# મનોવેદના

૧ જેમનુ પાદપીઠ, સમગ્ર ઈન્દ્રોના મુકુટ-રત્નોના ફેલાઈ જવાથી કાન્તિમય બની ગયુ છે, જેમણે સર્વ દુ ખનો નાશ કર્યો છે, જેઓ ત્રણે ય લોકના બ ધુ છે તે જિનેન્દ્ર-ભગવ ત જય પામો

૨ વીતરાગ બનેલા અને કૃતાર્થ થયેલા આપને હુ જે વિજ્ઞપ્તિ કરૂ છુ તે તો મારી બુદ્ધિની મૂર્ખતાનુ પ્રદ ર્શન કરવા બરોબર છે સ્વામીના ઉચિત સ્વરૂપનુ વર્ણન કરવાની સેવકમા તે શી ગુ જાયશ હતી ?

૩ દેવાધિદેવ ! આપ મુક્તિ નગરમા સ્થિર થયા છો છતા મારા ચિત્તને વિષે તો આપના ગુણોને આરોપવા દ્વારા મને આપ સાક્ષાત્ દેખાઈ રહ્યા છો સૂર્ય તો સેંકડો માઈલ દૂર છે છતા આરીસામા એના કિરણોના થતા સ બ ધથી શુ એ સૂર્ય આખા ઘરમા પ્રકાશ નથી કરતો ?

૪ આપ ભલે વીતરાગ છો, કૃતાર્થ છો છતા આપના સ્તવન વડે પ્રાણીઓના જન્મ-જન્માન્તરોમા સ ચિત કરેલા પાપોનો ક્ષય થઈ જાય છે સૂર્યના કિરણોની હાજરી થતા અ ધકાર બિચારો શી રીતે ઊભો રહી શકે ?

૫ હે શરણ્ય ! કૃપાલુ-ભગવ ત ! આપને ચરણે જે આવ્યા તેનો મોહ તો આપે દૂર ઠેલી દીધો, પરન્તુ આપની

૧૫ કરૂણાનિધિ! હે શરણ્ય! હે પુણ્યપ્રાગ્ભાર! હે સર્વજ્ઞ! હે નિષ્કણ્ટક! હે વિશ્વનાથ! આપના શરણે આવેલા દીન અને હતાશ બનેલા મારુ કામ-ભિલ્લના ભાલાથી રક્ષણ કરો રક્ષણ કરો

૧૬ હે સ્વામિન્! આપના વિના તો મારા પાપ-સમૂહનો સર્વ-ક્ષય બીજો કોણ કરી શકે તેમ છે? શત્રુ-સૈન્યના મૂળને ચક્ર વિના તો કોણ છેદી શકે

૧૭ કૃપાલો! આપ દેવોના પણ દેવ છો મહેશ્વર છો, બુદ્ધ છો, ત્રણે જગતના નાયક છો માટે જ તો હુ આપની પાસે પોક મૂકીને રડી રહ્યો છુ કે હુ કામ-ક્રોધાદિ અત રગ શત્રુઓથી હારેલો છુ થાકેલો છુ પ્રભો! મને આપ જ ઉગારી શકો તેમ છો મારુ રક્ષણ કરો જતન કરો શ્રેય કરો

૧૮ હે ત્રિકાલવિત્! અધર્મને અને પાપ-વ્યસનોને ત્યાગીને મહા-મુશીબતે ચિત્તને સમાધિમા સ્થિર કરવા જાઉ છુ તેટલામા જ મારા અ તરગ શત્રુઓ કેમ જાણે મારી ઉપર અત્યન્ત રૂષ્ટ થઇ ગયા હોય તેમ મને મોહાન્ધ કરી મૂકે છે

૧૯ ત્રિભુવનપતિ! આપના જ આગમ-વચનથી મને એ જડબેસલાક સમજાઈ ગયુ છે કે આ જગતમા મારા કોઈ શત્રુ હોય તો તે અ તરગ મોહાદિ જ છે આવી સમજણ પ્રાપ્ત થઇ હોવા છતા પણ સનેપાતીયાની જેમ

૧૦ હે વીતરાગ! ચન્દ્રની કાન્તિ સમા આપના ગુણ રૂપી દોરી વડે મારા મન રૂપી વાનરને બાંધીને ક્યારે આપના આશા રૂપ અમૃત-પાનમા હુ લીન બનીશ? ક્યારે બ્રહ્મ સ્વરૂપમા ઓતપ્રોત થઇશ?

૧૧ અતર્યામી! આપના ચરણ કમલની ઉપાસનાથી તો મને ગૌરવભર્યા સ્થાનની પ્રાપ્તિ થઇ પરન્તુ, હવે દિલગીરી તો એ વાતની થયા કરે છે કે આપ મારી સાથે હોવા છતા કામ-વિકારાદિ મને બળાત્કારે કુકર્મ કરવા તરફ કેમ ધકેલી મૂકે છે?

૧૨ આપ જેવા નાથ મારી પાસે હોય, પછી મને ક્યુ કલ્યાણ પ્રાપ્ત ન થાય? પણ આ કામ ચોરટાઓને શુભ-ભાવના વડે દૂર કરવા છતા તે પાપાત્મા મારો કેડો કેમ મૂકતા નથી?

૧૩ હે પરમેશ્વર! મે વારવાર નારકોના કારમા દુ ખ અનુભવ્યા છે, એ ઉપરથી એમ લાગે છે કે ભવ-ચક્રમા ભટકતા મે કદાપિ આપનુ દર્શન પ્રાપ્ત નહિ કર્યું હોય! આપના દર્શનથી કૃતાર્થ બનેલાને નારકના દરવાજા પણ જોવાના હોય ખરા!

૧૪ હે નાથ! મારા ભયાનક શત્રુ સમા મોહાદિથી ભયભીત થયેલો હુ હવે આપના ચરણોના શરણા સ્વીકારુ છુ એ સિવાય તો મારૂ શ્રેય દિગતમા જ આટા મારતુ રહેશે

એની ઉપેક્ષા ન કરશો, નહિ તો આપનુ ફરજદ કયા જશે? એનુ શુ થશે? સહુ કોઇ એને પીખી નાખશે, મારી નાખશે

૨૩ મોહ-વિજેતા! કામ-સુભટે તો સઘળા ય દેવ અને અસુરોને જીતી લીધા છે, એટલે અભિમાનમા આવી જઈને આપને ય જીતવાનુ એણે સાહસ કર્યું પણ આપે એને સખ્ત પરાજય આપ્યો આ પરાજયથી એ મનમા ખૂબ ધૂધવાયો અને તેથી જ તેણે પોતાનો રોષ જાણે મારી ઉપર ઉતાર્યો ન હોય તેમ હવે મને નિર્દય રીતે માર મારી રહ્યો છે પ્રભો! બચાવો! સેવકને ઉગારો!

૨૪ દીનબધો! ચોરે ને ચૌટે આપની વાતો થાય છે કે આપ તો સર્વ જીવ રાશિને સસાર કારાવાસમાથી મુક્ત કરવાનુ સામર્થ્ય ધરાવો છો! તો પછી સ્વામિન્! સદૈવ આપના ચરણોમા ગુજન કરતા આ જડ અને દીન ભમરાને કેમ બચાવતા નથી?

૨૫ જિનેન્દ્ર! જે માનવના મનોમદિરમા આપ વસી ગયા છો તે મદિરમા તો ત્રણેય લોકનુ સુખ ઊભરે છે

૨૬ સચ્ચિદાનદ-સ્વરૂપ! હુ તો નિગુણીમા અગ્રેસર છુ, ક્રૂર છુ, દુરાત્મા છુ, હિસક અને પાપી છુ આવા ભયકર દોષોને લઈને જ આપનાથી વેગળો થઈને દુખની ખાણસમા આ સસારમા ડૂબી રહ્યો છુ

૨૭ છતા બ્રહ્મમૂર્તિ! મને આજે આપના દર્શન થયા તેથી એમ જ લાગે છે કે હુ તો અમૃતના સાગરમા મોજ માણી રહ્યો છુ મારા હાથમા ચિતામણિ-રત્ન આવી ગયુ છે હવે મારા માટે કશુ ય અસાધ્ય રહેતુ નથી

૨૮ જિનેશ્વર! અપાર સસાર સાગરમા ડૂબતા મારા માટે તો આપ જ વહાણ છો, મારા પ્રકૃષ્ટ સુખનુ અદ્વિતીય સ્થાન છો મુક્તિ સુન્દરી સાથે ભેટો કરાવી આપનાર પણ આપ જ છો

૨૯ દીનદયાળ! ચિન્તામણિ તો તેને જ મળ્યુ કહેવાય, તેના જ ગૃહાગણે કલ્પતરૂ ઊગી નીકળ્યા કહેવાય, જેના ભક્તિભર્યા હૃદય આપને ઝુકી રહ્યા હોય, આપની સ્તવના કરતા જેની રોમરાજી વિકસ્વર થઇ હોય, પુષ્પની માળા અર્પતા જેના ચિત્ત, સમગ્ર સસારને વીસરી ગયા હોય!

૩૦ અશરણ-બન્ધુ! નેત્રો બધ કરીને, ચિત્તને સ્થિર કરીને જ્યારે જ્યારે હુ આપનો વિચાર કરુ છુ ત્યારે મને એવુ જ દેખાય છે કે સમગ્ર-સસારમા મારા સતાપોનુ ઉન્મૂલન કરનારા એક માત્ર આપ છો આપ સિવાયના બીજા દેવ દેવીમા ય એ શક્તિનો લક્ષાશ પણ નથી

૩૧ પરમાત્મન્! બીજા દેવ-દેવીની, કોઈ માનવ ઉત્કૃષ્ટ સ્તવના કરે, ઉત્કૃષ્ટ ભક્તિ કરે છતા ય તેનાથી મુક્તિના સુખ તો ન જ મળી શકે આ વાત તદ્દન સાચી

છે લીબડાના વૃક્ષે અમૃતના ઘડાઓ ઢાળવવામા આવે તો ય શુ તે વૃક્ષ, આબાના ફળ દઇ શકવાનુ હતુ ?

૩૨ દયાધામ! નિગુણ છુ છતા ય આપે આ સસારમાથી મારો નિસ્તાર કરીને મને મોક્ષપુરીનો નાગરિક બનાવવો જ રહ્યો દયાના પ્રકૃષ્ટ ભાવથી છલોછલ ભરેલા આપ જેવા સ્વામી, શુ સેવકના ગુણ-દોષનો વિચાર કરવા બેસશે ?

૩૩ કરૂણા-કલ્પતરૂ! મારા અખૂટ પુણ્યે તો મને આપ જેવા દેવાધિદેવ મળ્યા અને કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચન્દ્રસૂરિજી જેવા ગુરૂ પ્રાપ્ત થયા વિશ્વમા આ બેથી ઉત્કૃષ્ટ બીજુ શુ હોઈ શકે કે જેની યાચના આપની પાસે મારે કરવાની બાકી રહે ?

સેવક તો એક જ વાતની યાચના કરે છે કે આપના વચનોને વિષે સદૈવ વર્ધમાન બનતો જતો બહુમાન-ભાવ ભવોભવ પ્રાપ્ત થયા કરજો

---

૨૭ છતા બ્રહ્મમૂર્તિ! મને આજે આપના દર્શન થયા તેથી એમ જ લાગે છે કે હુ તો અમૃતના સાગરમા મોજ માણી રહ્યો છુ મારા હાથમા ચિતામણિ-રત્ન આવી ગયુ છે હવે મારા માટે કશુ ય અસાધ્ય રહેતુ નથી

૨૮ જિનેશ્વર! અપાર સસાર સાગરમા ડૂબતા મારા માટે તો આપ જ વહાણ છો, મારા પ્રકૃષ્ટ સુખનુ અદ્વિતીય સ્થાન છો મુક્તિ સુન્દરી સાથે ભેટો કરાવી આપનાર પણ આપ જ છો

૨૯ દીનદયાળ! ચિન્તામણિ તો તેને જ મળ્યુ કહેવાય, તેના જ ગૃહાગણે કલ્પતરૂ ઊગી નીકળ્યા કહેવાય, જેના ભક્તિભર્યો હૃદય આપને ઝુકી રહ્યા હોય, આપની સ્તવના કરતા જેની રોમરાજી વિકસ્વર થઇ હોય, પુષ્પની માળા અર્પતા જેના ચિત્ત, સમગ્ર સસારને વીસરી ગયા હોય!

૩૦ અશરણ-બન્ધુ! નેત્રો બધ કરીને, ચિત્તને સ્થિર કરીને જ્યારે જ્યારે હુ આપનો વિચાર કરુ છુ ત્યારે મને એવુ જ દેખાય છે કે સમગ્ર-સસારમા મારા સતાપોનુ ઉન્મૂલન કરનારા એક માત્ર આપ છો આપ સિવાયના બીજા દેવ દેવીમા ય એ શક્તિનો લક્ષાશ પણ નથી

૩૧ પરમાત્મન્! બીજા દેવ-દેવીની, કોઈ માનવ ઉત્કૃષ્ટ સ્તવના કરે, ઉત્કૃષ્ટ ભક્તિ કરે છતા ય તેનાથી મુક્તિના સુખ તો ન જ મળી શકે આ વાત તદ્દન સાચી

જપવા મળ્યુ, દેવાધિદેવને ટગર-ટગર જોવા આખો મળી અને પાપના પ્રાયશ્ચિતને કરી લેવા હૈયુ મળ્યુ પછી અકળામણ શેની? સ્વીકારી લે એ અશાતાને ભોગવી લે બીજી પણ બધી વેદનાઓને પછી દેવાધિદેવના શરણા લઈને શાન્તિથી વેઠી તો લેવાય

૩ કર્મ-તો ઉદયમા આવ્યુ એટલે ખરતુ જ જવાનુ હવે તો એ જ વાતની કાળજી કરવાની કે ખરતુ કર્મ, નવુ બંધાવીને ન જાય. નવા કુસસ્કારો જન્માવી ન જાય, જૂની વાસનાઓને બદ્ધમૂલ કરી ન જાય.

આ વિકટ પરિસ્થિતિ ન સર્જાય તે માટે 'ચઉસરણ'મા ઓતપ્રોત બની રહે અશુભ કર્મ વેદાઈ જશે વેરાઈ જશે વિનાશ પામશે

સાથે સાથે જ અશુભ વાસનાઓ પણ મોળી પડશે. દેવાધિદેવનુ શરણુ અખૂટ પુણ્ય રાશિની ભેટ આપશે

આ વિપુલ લાભ તરફ લક્ષ્ય રાખ વિપુલ લાભ માટે અલ્પ-કષ્ટને વેઠી લેવા મનને હુકમ કર

૪ આત્મન્! જરા મારી વાત સાંભળી લે, કે જો તુ હમણા સમતા નહિ રાખે તો એવુ ભયકર કર્મ બંધાશે કે જેનો ઉદય થતા ધોળે દહાડે તારા જોતાનો વખત આવશે સહેજ પણ ગફલતમા રહીશ તો નવુ અશુભ કર્મ બધાઈ જશે. આજે મળેલો શરણાગતિનો ભાવ ખોવાઈ જશે પછી તારી

## માંદગીમાં મનની માવજત

૧ આત્મન્! આજે તને જે માંદગી પ્રાપ્ત થઈ છે તેમા દોષ તો તે જ બાંધેલા પૂર્વ કર્મોનો છે સાંસારિક ભાવમા અંજાઈ જઈને, તારી જાતને વીસરી જઈને, તે પાપ-વિચારો કરી નાખ્યા અને પાપ-કર્મ બંધાઈ ગયુ ઘણા સમય સુધી આ કર્મ તારા આત્મામા એમને એમ શાન્ત પડી રહ્યુ આ વખતે પણ જો સાન ઠેકાણે નાખીને તે ધર્મ-સાધના કરી લીધી હોત તો તે કર્મ કદાચ ઊખડી જાત અને બહાર ફેંકાઈ જાત પણ ગાફેલ રહ્યો કર્મ પડી રહ્યુ

હવે આજે એ ઉદયમા આવી ચૂક્યુ છે તને રોવડાવે છે, પીડે છે, કનડે છે પણ હવે તારે રોવુ ન જોઈએ એ પીડાને બહુ જ શાન્તિથી સહી લેવી જોઈએ દેવાધિદેવના શરણે જઈ દુખ માત્રનુ ભાન વીસરી જવુ જોઈએ

આ રસ્તે જઈશ તો રૂઠેલુ કર્મ તારા મનને બહેકાવી નહિ શકે, ગભરાવી નહિ શકે અને હાયવોય ન કરવાથી નવા અશુભ-કર્મના બંધ પણ નહિ કરાવી શકે

૨ તારા જ પૂર્વકૃત શુભાશુભ કર્મે તને સુખ દુખ આપીને ભોગવાઈ જવા માટે સારા નરસા ક્ષેત્ર કાળાદિ તથા શરીર વિગેરે આપ્યા છે હવે જે મળ્યુ તે તેના તુ, એમ સમજીને અકળાઈ જવાની માંડવાળ કર દેવાધિદેવનુ નામ

જ્યના મળ્યુ, દેવાધિદેવને ટગર-ટગર જોવા આંખો મળી અને પાપના પ્રાયશ્ચિતને કરી લેવા હૈયુ મળ્યુ પછી આ ગભરાટ શેની? સ્વીકારી લે એ અશાતાને બોલાવી લે બીજી પણ બધી વેદનાઓને પછી દેવાધિદેવના શરણા લઈને શાન્તિથી વેઠી લેવાય

૩ કર્મ-તો ઉદયમા આવ્યુ એટલે ખરતુ જ જવાનુ હવે તો એ જ વાતની કાળજી કરવાની કે ખરતુ કર્મ, નવુ બંધાવીને ન જાય. નવા કુસસ્કારો જન્માવી ન જાય, જૂની વાસનાઓને બદ્ધમૂલ કરી ન જાય.

આ વિકટ પરિસ્થિતિ ન સર્જાય તે માટે 'ચઉસરણ'મા ઓતપ્રોત બની રહે અશુભ કર્મ વેરાઈ જશે. વેરાઈ જશે વિનાશ પામશે

સાથે સાથે જ અશુભ વાસનાઓ પણ ઓગળી પડશે દેવાધિદેવનુ શરણુ અખૂટ પુણ્ય રાશિની ભેટ આપશે

આ વિપુલ લાભ તરફ લક્ષ્ય રાખ વિપુલ લાભ માટે અલ્પ-કષ્ટને વેઠી લેવા મનને હુકમ કર

૪ આત્મન્! જરા મારી વાત સાંભળી લે, કે જો તુ હમણા સમતા નહિ રાખે તો એવુ ભયકર કર્મ બંધાશે કે જેનો ઉદય થતા ધોળે દહાડે તારા જોવાનો વખત આવશે. સહેજ પણ ગફલતમા રહીશ તો નવુ અશુભ કર્મ બંધાઈ જશે આજે મળેલો શરણાગતિનો ભાવ ખોવાઈ જશે પછી તારી

દશા અત્યન્ત દયામણી બની રહેશે તુ એમ કદી ન માનીશ કે ધનથી, ડૉકટરોથી, પત્નીથી, કે પુત્રોથી તને આ દુ ખમા શાન્તિ મળી જશે! કદાપિ નહિ અનાથીના જીવન ઉપર જરા નજર નાખ કેવી ધૂમધામ મચાવી હતી, કેવી કાકલૂદીભરી વિનવણીઓ કરી હતી, કેવા મર્માળા ઠપકા આપ્યા હતા છતા ય કોઈ એના દુ ખને અડી પણ શક્યુ ન હતુ જ્યારે હૃદયમા શરણાગતિનો ભાવ જન્મ્યો કે તરત જ એ વેદના ઓસરવા લાગી. અને સાથે જ એ ભાવ પરાકાષ્ઠાને પામી ગયો અનાથી મુનિ બન્યા જીવનને ધન્ય બનાવી ગયા

માટે આવેલી આપત્તિમા ય શરણાગતિના ભાવની સ પત્તિ તારી કરી લે તુ એના ઉપર સ્વામિત્વ મેળવી લે, કે જે સમગ્ર વેદનાને ભડકે બાળી ભડથુ કરી નાખે વેદનાની આગ વચ્ચે પણ તને પરમ-શાન્તિ આપવાનુ દિવ્ય કરી બતાવે

સાવધાન આ જરા કઠોર બન જરા મક્કમ બની જા રોઈશ નહિ, રોવાથી દુ ખ જવાનુ નથી બ કે વધવાનુ છે આવા સમયે તો વિચારી લે અધ્યવસાયોના તોફાનને, એમાથી નીપજતા કર્મને અને વર્તમાન વેદનાને તુચ્છ સુખો ખાતર ભાન ભૂલીને શુ કર્યું? હવે સકલ્પ કરી લે કે ફરી કદાપિ આવા પાપ નહિ કરુ સદૈવ મારા નાથને સમર્પિત રહેવા યત્નશીલ બનીશ

૫ હવે તુ દેવાધિદેવને શરણે આવ્યો છે ગમે તેવી આપત્તિમા ય તારે હવે દીનતા રાખવાની જરૂર રહેતી નથી

ધીરજ રાખ. ધર્મ તો સજ્જનોનુ આભૂષણ છે ગમે તેવો વાયુ વીંઝાય ત્યારે ય હજી વૃક્ષો કપી જાય પર્વતોની ધીરજમા કપ કેવો!

તને તો દેવાધિદેવના ચરણો ચૂમવા મળ્યા છે એનો નામ-જપ પ્રાપ્ત થયો છે હવે કયી વાતની અધીરાઈ કરવાની! વેદના તો હવે તારા માટે ઉપકાર રૂપ બની છે કેમકે એણે જ તને દેવાધિદેવનુ દર્શન કરાવ્યુ છે માટે હવે ધીરજ ધરીને ગાણા ગાયા કર અનત ગુણીના! વેદના તો ગઈ જ સમજજે

૬ સમગ્ર-જગતમા કર્મને મહાત કરનાર એક માત્ર ધર્મ છે કર્મની સાથે બાથ ભીડી શકે એવુ બીજુ કોઈ તત્વ નથી.

કર્મ ગમે તેટલુ બળવાન હોય પણ ધર્મ એથી ય વધુ બળવાન છે કળવાન છે પળ બે પળમા જ અનત કર્મની શક્તિને ધર્મ બાળીને રાખ કરી નાખવા સમર્થ છે ઘાસની જબરદસ્ત ગજી સામે અગ્નિનો એક જ કણ બસ નથી થઈ જતો!

હમણા તારી પાસે બાહ્ય તપની શક્તિ નથી, વિશિષ્ટ ક્રિયા કરવાનુ બળ નથી પણ તારી પાસે એકાગ્રચિત્તનુ ધ્યાન બળ તો જરૂર છે ગમે તેવી માદગીમા ય તુ એકચિત્તે રોગો અને તેના ઉપાયોનો વિચાર તો કરી જ શકે છે આ એકચિત્તતાનુ બળ દેવાધિદેવના ધ્યાનમા જોડી દે ભલે બીજુ

કોઈ ન બને પણ જો શુભ ધ્યાન રૂપ શ્રેષ્ઠ ધર્મની આરાધ
નામા લાગી પડે, દુષ્કૃતોની ગર્હા કરવા લાગે અને સુકૃતોના
અનુમોદનમા ગુમભાન બની જાય તો મને લાગે છે કે તારી
માદગી પણ આશિર્વાદ રૂપ બની જાય

મનને જરાક મજબૂત કર. આવેની ધર્મ સાધનાની
તકને સાધી જા તારૂ નામ થઈ જશે

૭ તારા સઘળા ય મનોવાચ્છિતને દેનારો આ શરણા
ગતિનો ભાવ જો અડોલ રહી જાય, છેલ્લા શ્વાસમા ય એ
ભાવ ઘુટાતો રહે તો આ વિશ્વમા તારા જેવો ભાગ્યવાન
આત્મા કોણ હશે? મ તોને પણ તારા ભાગ્યની ઇર્ષ્યા થશે
હવે વેદના ઉભી રહે, ભેગી જાય, કે મરી જાય એની ચિંતા
ના કર શરણ્યના ગાનમા ક્યા ય ભગાણ ન પડે, એના
તાનમા મનનો તાર ન તૂટે, એના રટણની મસ્તી જરા ય ન
નદવાય એની જ તકેદારી રાખ સ્વજનો સાથે બીજી વાત ન
કરીશ માત્ર બતાવજે દેવાધિદેવના ચરણનો ધર્મ સહુને
કહેજે 'શરણુ સ્વીકારજો તારક-દેવાધિદેવનુ' વિષય-વાસનામા
ભાનભૂલા બનીને જીવનની કોઈ પણ પળમા આ શરણ ભૂલશો
નહિ. મને તો આટલી વેદનામા ય કોણ જાણે કેવી મસ્તીનો
અનુભવ થાય છે! આખા ય જીવનમા જે ન મલ્યુ તે મરતાં
મરતા પણ મળી ગયુ મંદિરમા ન મળ્યુ તે છેવટે માદગીના
બિછાને પણ જડી આવ્યુ હવે તો એ ભાવ જ મારુ જીવન છે
એના જીવનમા કાયાના મોતની હુ પરવા કરનાર નથી

કાઈ ન બને પણ જો શુભ ધ્યાન રૂપ શ્રેષ્ઠ ધર્મની આરાધ નામા લાગી પડે, દુષ્કૃતોની ગર્હા કરવા લાગે અને સુકૃતોના અનુમોદનમા શુભભાવ બની જાય તો મને લાગે છે કે તારી માંગી પણ આશિર્વાદ રૂપ બની જાય

મનને જરાક મજબૂત કર આવેલી ધર્મ સાધનાની તકને સાધી જા તારૂ કામ થઈ જશે

૭ તારા સઘળા ય મનોવાચ્છિતને દેનારા આ શરણા ગતિનો ભાવ જો અડોલ રહી જાય, છેલ્લા શ્વાસમા ય એ ભાવ ઘુટાતો રહે તો આ વિશ્વમા તારા જેવો ભાગ્યવાન આત્મા કોણ હશે? સતોને પણ તારા ભાગ્યની ઈર્ષા થશે હવે વેદના ઊભી રહે, બેસી જાય, કે મરી જાય એની ચિંતા ના કર શરણ્યના ગાનમા કચા ય ભગાણ ન પડે, એના તાનમા મનનો તાર ન તૂટે, એના રટણની મસ્તી જરા ય ન નદવાય એની જ તકેદારી રાખ સ્વજનો માથે ખીજી વાત ન કરીશ માન બતાવજે દેવાધિદેવના શરણનો ધર્મ મને ..હેજે 'શરણુ સ્વીકારજો તારક-દેવાધિદેવનુ ' વિષય-વાસનામા ભાનભૂલા બનીને જીવનની કોઈપણ પળમા આ શરણ ખોશો નહિ મને તો આટલી વેદનામા ય કોણ જાણે કેવી મસ્તીનો અનુભવ થાય છે! આખા ય જીવનમા જે ન મળ્યુ તે મરતા મરતા પણ મળી ગયુ મદિરમા ન મળ્યુ તે છેવટે માદગીના બિછાને પણ જડી આવ્યુ હવે તો એ ભાવ જ મારુ જીવન છે એના જીવનમા કાયાના મોતની હુ પરવા કરનાર નથી

૮ આ પીડા તો કર્મ-શત્રુનો કચ્ચરઘાણ બોલાવ નાર ધર્મરાજની અક્ષૌહિણી સેના છે એનો તો ઈંકાર હોય જ નહિ પીડા સામે ચાલીને આવી છે. હવે વધાવી જ લેવાની આત્મન્! સત્વશાળી બન હવે શરીર ઉપર મૂર્ચ્છિત ન થા સ્વજનોમા મુઝાઈ ન જા તારે ગમે ત્યારે એકાએક બધુ ય મૂકીને ચાલ્યા જવાનુ છે એ વાતને પગભર પણ વીસરી ન જા કાયા પડે તે પહેલા અનતાનત કર્મોને ભેગાભેગા કરી દે, કાળા કુસસ્કારોની જડ, ઉખેડી નાખ.

પડતી કાયાને જોવામા કશી મજા નથી. કોઈ બહાદુરી નથી હવે તો બહાદુરી અતરાત્માને જોવામા બુદ્ધિમત્તા છે એના જ શુદ્ધિકરણમા ભલે કાલે કદાચ સારો થઈ જાય સ્વસ્થ બની જાય પણ તો ય તે તો નવા જીવનનુ નવુ જ પ્રભાત હશે દેવાધિદેવના દર્શન વિનાનુ પૂર્વજીવન હતુ જ્યારે આ જીવનમા તો એ દર્શન વિનાની એક પણ પળ નહિ હોય માગીએ તને એ દર્શન આપ્યુ સાદગી મહોત્સવરૂપ બની તારા જીવનનેય અશોક અવસ્થામા વહેતુ કરી દીધુ એટલે હવે કદાચ બિછાનામા સદાની પોઢી જવાનુ થાય તો ય તારે શોક કરવાનો ન[illegible] બિછાનામાથી ઊભો થઈ જાય તો ય કોઈ અ[illegible] તુ સૂઈ જાય કે ઊભો થાય પણ તારા ચિત્ત[illegible] વાસ થઈ જાય તો સૂવુ કે ઉભા[illegible] કલ્યાણની જ વાતો બની રહે છે

કરી

## : અંત સમયની આરાધના :

મૃત્યુની નજદિકમા આવી ચૂકેલા માણસની પાસે તેના સબધીએ અતિમ આરાધના કરાવવા માટે સદ્‌ગુરુને બોલાવવા

પથારીમા પડેલો માણસ ગુરુદેવને વદના કરે જ્ઞાનનુ પૂજન કરે, વાસક્ષેપ કરાવે અને કહે "ભગવન્! અવસરોચિત કાઇક ફરમાવો મારા અતિમ સમયને સાર્થક કરાવીને મારૂ જીવન સફળ બનાવો" તે વખતે ગુરુવર્ય છેવટની આરાધના કરી લેવા માટે ફરમાવે છે

મહાનુભાવ, તમારા જીવનમા લાગેલા સઘળા અતિચારોનુ તમારે આલોચન કરવુ જોઇએ, વ્રતો ઉચ્ચરવા જોઇએ, સર્વ જીવરાશિ સાથે ક્ષમાપના કરવી જોઇએ, અરિહતાદિ ૪નું શરણુ સ્વીકારવુ જોઇએ અને દુષ્કૃત-ગર્હા તથા સુકૃતાનુમોદન કરવા જોઇએ

હવે તે ભવ્યાત્મા આ રીતે ગુરુવર્યની સમક્ષ પાપ આલોચનાદિ કરે.

હે ભગવન્! જ્ઞાન, જ્ઞાની કે જ્ઞાનના સાધનોની મે જે કાઈ આશાતના કરી હોય, માગ સામર્થ્ય છતા જ્ઞાનીને વસ્ત્ર-પાત્રાદિ ન આપ્યા હોય તે સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ

સુદેવ-સુગુરુ-સુધર્મની સદ્દહણા સમ્યક્ પ્રકારે ક્યારે પણ ન કરી હોય, જિનેશ્વર દેવની પ્રતિમાની, તીર્થોની કે

જિનમંદિરમા કોઈ પણ પ્રકારની મે અશાતના કરી હોય, ભક્તિ બહુમાન વિના પુજા કરી હોય, દેવ દ્રવ્યનુ ભક્ષણ કર્યું હોય અથવા તો એ ભક્ષણ અન્યત્ર થતુ જોઈને, નિવાર વાનુ સામર્થ્ય છતા ઉપેક્ષા કરી હોય તો તે સઘળી દુષ્કૃત મિથ્યા થાઓ આરાધક સાધુ-ભગવતોની કોઈ અશાતના- નિંદા કે હિલનાદિ કર્યો હોય, સાધુ થવા ઇચ્છનાર કોઇ મુમુક્ષુને અંતરાય કર્યો હોય, ચારિત્ર-ધર્મની લેશ પણ નિન્દા કરી હોય, કોઈ ચારિત્રી ઉપર આળ ચડાવ્યુ હોય તે સઘળા દુષ્કૃત મિથ્યા થાઓ

કોઈ તપસ્વીની કે કોઈના તપની મે નિન્દા કરી હોય, શક્તિ છતા તેમનુ બહુમાન ન કર્યું હોય, મોહાદિને વશ થઈને તપ કરતાને અન્તરાય કર્યો હોય તે સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ

એકેન્દ્રિયથી માડીને પચેન્દ્રિય સુધીના કોઈ પણ જીવનો વધ કર્યો હોય, કોઈનુ પણ તાડનતર્જન કર્યું હોય, બળદ આદિ મુગા પશુને ખીલે બાધી ત્રાસ દીધો હોય, માર્યો હોય, ભૂખ્યા રાખ્યા હોય, મન-વચન કે કાયાથી બીજી પણ જે કાઈ હિંસાદિની દુષ્ટ પરિણતિ વિગેરે કરી, કરાવી કે અનુમોદી હોય-તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

ક્રોધ, લોભ-ભય કે હાસ્યથી, અથવા પરવશપણાથી કે અજ્ઞાનતાથી હુ કાઈ જૂઠુ બોલ્યો હોઉ, જાણીને કોઇ ઉપર આળ ચડાવ્યુ હોય, કોઈની ગુપ્ત વાત પ્રગટ કરી

હોય, ખોટા ત્રાજવા-તોલા રાખ્યા હોય, ખોટા દસ્તાવેજ કર્યા હોય-તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

ધન ધાન્યાદિની ચોરી કરી હોય, તેમ કરતાને મે સહાય કરી હોય, રાજ્ય વિરૂદ્ધ ચોરીઓ કરી હોય તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

કુમારી, વિધવા આદિ પરસ્ત્રી સાથે મૈથુન સેવ્યુ હોય, બળાત્કાર કર્યો હોય, અનેકવિધ કામચેષ્ટા-કામકથા વિગેરે કર્યા હોય, દેવ, તિર્યંચ કે મનુષ્ય સબધી કામનો તીવ્ર અભિલાષ કર્યો હોય, પારકાના છોકરા-છોકરી પરણાવ્યા હોય, તેવા સબધમા સમતિ આપી હોય ભાગ લીધો હોય, અનુમોદના કરી હોય તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

જરૂર કરતા વધુ પડતા ધન-ધાન્યાદિનો પરિગ્રહ કર્યો હોય, જરૂરી વસ્તુ ઉપર પણ માયા-મૂર્છા કર્યો હોય-તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

આ પાચે ય અણુવ્રતો સ્વીકાર્યા પછી પણ જયા કયા ય પણ અતિક્રમાદિ લાગ્યા હોય તો તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

એજ રીતે દિક્પરિમાણાદિ ગુણ-વ્રતોના સબધમા જે કોઈ અતિચારાદિ લાગ્યા હોય તે સઘળુ દુષ્કૃત મિથ્યા થાઓ

વિશેષથી, મે સેવેલા કર્માદાનના પાપ-ધધાઓને હુ ધિક્કારુ છુ, અઢારે પાપ-સ્થાનકના સેવનને ધિક્કારુ છુ,

મારી સઘળી માનસિક-વાચિક અને કાયિક દુષ્ટ પ્રવૃત્તિને ધિક્કારું છું-નિન્દું છું, એની ગર્હા કરું છું

શ્રી પંચ-પરમેષ્ઠિ ભગવંતોની સાખે વારંવાર કહું છું માનં સઘળાં દુષ્કૃતો મિથ્યા થાઓ મિથ્યા થાઓ, મિથ્યા થાઓ

હું ફરી જણાવું છું કે મિથ્યાત્વ-વાસનાથી મૂઢ થઈને મન-વચન કે કાયાથી કોઈ કુમતનું સેવન કર્યું હોય, વીતરાગ-સર્વજ્ઞ ભગવંતોના ધર્મની નિંદા હિલના કરી હોય, કોઈના દુષ્કર્મમાં નિમિત્ત બન્યો હોઉં તિર્યંચોને ત્રાસ આપનાર શસ્ત્રો મેં તૈયાર કર્યાં હોય, રાજકીય અમુક પક્ષે રહીને પર-પક્ષની જાન-હાનિ વિગેરેમાં આનંદાદિ અનુભવ્યાં હોય તે સર્વ દુષ્કૃતોની પુનઃ પુનઃ નિંદા-ગર્હા કરું છું મારાં સઘળાં દુષ્કૃતો મિથ્યા થાઓ તજ્જન્ય સર્વ કર્મનો ક્ષય થાઓ ક્ષય થાઓ

તેની સાથે, મેં મારા જીવન દરમિયાન જિનભવન કરાવ્યું હોય, પ્રતિમા બેસાડી હોય, શ્રી જિનાગમ લખાવ્યા હોય, તીર્થોના સંઘ કાઢ્યા હોય, સંઘ-પૂજા કરી હોય, સાત ક્ષેત્રમાં જે કાંઈ દાન દીધું હોય બીજું પણ જે કાંઈ સુકૃત કર્યું હોય તેની આ પળે ખૂબ ખૂબ અનુમોદના કરું છું એવાં સુકૃતો મને વારંવાર પ્રાપ્ત થાઓ સુકૃત-સેવનની પરંપરા ચાલ્યા કરો

વળી, શ્રી અરિહંત ભગવંતોની માર્ગદેશકતાની શ્રી સિદ્ધ ભગવંતોના સિદ્ધત્વની, શ્રી આચાર્ય ભગવંતોના

હવે મારી દીનતા દૂર થઈ છે રોગોની મને પરવા નથી કેમકે મને ત્રાસ આપવાની તેમની તાકાતને સખ્ત પરાજય આપના જેવુ બળ મને પ્રાપ્ત થઈ ચૂક્યુ છે મૃત્યુ મને ડરાવી શકે તેમ નથી કેમકે મારી વાસનાઓના મૃત્યુ થઈ ગયા છે હવે કાયાના મોતમા હુ માનતો નથી

શ્રી અરિહ તાદિના શરણે ગયો છુ હવે પરલોકનો મને ભય નથી, મે સર્વ દુષ્કૃતોની ગર્હા કરી છે, સુકૃતોનુ અનુમોદન કર્યું છે એટલે કોઇ પણ આપત્તિ મારા માટે સ પત્તિરૂપ બની જનાર છે હવે મારા જીવનમા આપત્તિ જેવી કોઇ વસ્તુનુ અસ્તિત્વ જ રહ્યુ નથી

મે કર્તવ્યભૂત સઘળુ કર્યું છે, અકર્તવ્યભૂત સઘળુ વોસરાવ્યુ છે, મારા છેલ્લા શ્વાસે આ શરીરને પણ વોસરાવી દઉ છુ

મારુ જીવન પવિત્ર બન્યુ છે ધન્ય બન્યુ છે મ ગલમય બન્યુ છે

સ યોગમા આન દ માણીને આ જીવે વિયોગમા પોક મૂકીને દુ ખની પર પરા વધારી છે પરન્તુ હવે હુ સઘળા બ ધનો તોડી નાખુ છુ અત્યારે મારા આત્માના કોઇ પણ પ્રદેશમા સ સારિક સ યોગનો આન દ ફરકતો નથી હુ છુ ભાવ-સ યમની સાધનાને ઝ ખતો યોગી સર્વના વિયોગમા આન દ માનતો મસ્ત માનવ

હુ એકલો છુ મારૂ કોઇ નથી

અરિહંત દેવ જ મારા દેવ છે

નિર્ગ્રંથ જ મારા ગુરૂ છે

કેવલિ ભાષિત ધર્મ જ મારો ધર્મ છે મારો પ્રાણ છે સર્વ જીવ–રાશી સાથે મે આ ભવમા કે પૂર્વના અનંતા ભવોમા જે કાઈ અપરાધ કર્યો હોય તેની માફી માગુ છુ તેઓના પણ અપરાધની હુ માફી આપુ છુ

મનથી મે જે કાઈ પાપ સેવ્યુ હોય, વાણીથી જે કાઈ દુષ્કૃત કર્યું હોય, કાયાથી જે કાઈ કુકર્મ આદર્યું હોય તે સર્વ મિથ્યા થાઓ મિથ્યા થાઓ મિથ્યા થાઓ

શ્રી અરિહંતાદિ મારુ શરણ હો

મન્ત્રાધિરાજ શ્રી નમસ્કાર મારા રોમેરોમમા પરગમી જાઓ સહુ મનેએ મહામન્ત્રનુ શ્રવણ કરાવો મારા અંતિમ શ્વાસ સુધી મારુ ચિત્ત એમા જ રમતુ રહો

(અહી ગુરૂવર્ય પંચ મહાવ્રત ઉચ્ચરાવે, અને સાથે સાગારી અનશન કરાવે)

અ રિ હં ત

અ .. રિ હં ત.

અ રિ હં ત.

— સંપૂર્ણ —

# તમે આ પુસ્તક સાદ્યંત વાંચી ગયા?

તમને એમ લાગ્યુ કે આ પુસ્તકનુ વાચન જીવનની આજ સુધી અણવિકસિત રહેલી દિશામા નવુ જ ખેડાણ કરાવી શકે તેમ છે?

પુસ્તક પૂર્ણ કરતા તમને એવો ભાસ થાય છે કે, આજે મને કોઈ નવો જ પ્રકાશ પ્રાપ્ત થયો! નવુ જ બળ મળ્યુ?

તમને એમ લાગ્યુ ને, કે વર્તમાનકાળના ભીષણ વાતાવરણમા તો અપૂર્વ શાન્તિ આપનાર આ પુસ્તક પાસે ને પાસે જ રાખી મૂક્વુ જોઈએ વારવાર એનુ મનન કરવુ જોઈએ?

તો આજે જ, જીવનના ઉત્તરકાળમા અતી ઉપયોગી બનતા પ્રકાશનની (નીચે આપેલા પ્રાપ્તિ સ્થાનોમાથી ગમે તે એક સ્થાનેથી) ઓછામા ઓછી પાચ નકલ મગાવી લો અને તમારા મિત્ર-મડળમા તેની પ્રભાવના કરો

— પ્રાપ્તિ સ્થાન —

| | |
|---|---|
| સોમચદ ડી શાહ | ભુરાભાઈ પડિત |
| જીવન નિવાસ સામે, | સરસ્વતી પુસ્તક ભડાર |
| પાલીતાણા. | હાથીખાના રતનપોળ, |
| | અમદાવાદ |

સેનતીલાલ વી. જૈન
મોતીશા જૈન દેરાસર,
પાંજરાપોળ માધવ
બાગની પાછળ
મુબઈ-૪.